ભગિનીસમાજ પત્રિકામાળા નં. ૫૨ થી ૫૪

# ધર્મ અને જીવન

લેખક:—કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ,
બી. એ., એલ્એલ. બી.

પ્રકાશક:—કુરસનદાસ જે. ચીતલીયા,
ભગિની સમાજના મંત્રી,
કાર્યાલય:—હિન્દ સેવકસમાજ મંદિર,
મુંબઇ.

કિંમત ત્રણ આના.

## અનુક્રમણિકા.

વિષય. પાનું.

# ધર્મ અને બુદ્ધિ

"હિન્દુસ્તાનના પ્રાચીન દ્રષ્ટાઓ ઈશ્વર સંબંધી જ્ઞાન ઈશ્વર પ્રેરે છે, એવો જે મત છે તેને માનતા નહોતા. પણ જ્ઞાનની શોધ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓ જેવી રીતે સ્થુળ વસ્તુઓના અભ્યાસથી શરૂ કરે છે તે રીતે જ એ લોકોએ પણ શરૂ કરી હતી. તેઓ પણ સ્થુળ વસ્તુઓને નિરીક્ષણ, પ્રયોગ, અને પૃથક્કરણની રીતોને અનુસરી સંભાળપૂર્વક તપાસતા. તેઓ ધર્મને વિજ્ઞાન, તત્ત્વજ્ઞાન કે તર્કથી જુદો નહોતા ગણતા. પણ જ્યારે જ્યારે એઓ કોઇ બાબત સમજાવવા બેસતા ત્યારે તેઓ તર્કદ્વારાજ એની સમજણ પાડતા હતા. એમનું ધોરણ બુદ્ધિ અને અનુભવ ઉપર રહેતું. આથી કરીને એવા પ્રાચીનકાળમાં પણ તેઓ આધુનિક વિજ્ઞાનશાસ્ત્રના સિદ્ધાન્તો સમજવા ફતેહમંદ થયા હતા."

**સ્વામી અભેદાનંદ.**

હિન્દુસ્તાનની કેટલીક તત્ત્વવિદ્યાઓ ઉત્ક્રાંતિવાદ બહુ સ્પષ્ટ રીતે રજુ કરે છે......પોલ ઓફ ટારસસના જન્મ પેહેલાં જમાનાઓ અગાઉ હિન્દુસ્તાનના તત્ત્વજ્ઞાનીઓના મનમાં જીવોની ઉત્તરોત્તર ઉન્નતિનો ખ્યાલ બહુ જાણીતો હતો. **પ્રો. હકસલી.**

જે ધર્મ માટે ઉપર લખેલાં વચનો બોલાય છે તે ધર્મના આપણે અનુયાયી છીયે એમ જાણીને કોનું હૃદય આનંદથી પ્રફુલ્લિત નહિ થાય ? સ્વામી અભેદાનંદ વેદાન્તના ખાસ અભ્યાસી છે. ધર્મ વિષે એમણે ઉંડો અભ્યાસ કર્યો છે, અને દેશોદેશ ધર્મના ઉપદેશો આપ્યા છે. પ્રો. હકસલી આ યુગના એક મહાન

વિજ્ઞાનશાસ્ત્રી છે. વિજ્ઞાનનો એમનો અભ્યાસ ઘણો જ બારીક છે. વિજ્ઞાનના સ્વીકારાયેલા સિદ્ધાંતોની વિરૂદ્ધ બાજુએ કાંઇ સિદ્ધાંત આવે તો ન્યાયશાસ્ત્રીની મદદથી તેનો રદીયો આપી દેતાં તેઓ કદી પણ અચકયા નથી. પોતાના ખ્રીસ્તી ધર્મના પણ કેટલાએક સિદ્ધાંતો એમને આ યુગની શોધખોળો સાથે બંધ બેસતા ન લાગવાથી તે સિદ્ધાંતોનો તેમણે ખુલ્લી રીતે ઇનકાર કર્યો છે. આવા બે અભ્યાસીઓ હિંદુ ધર્મ સબંધી ઉપર લખેલા વિચારો દર્શાવે તેથી દરેક હિંદુ સ્વાભાવિક રીતે ખુશી થાય જ.

પરંતુ જે હિંદુ ધર્મ વિષે ઉપરના શબ્દો બોલાયા છે તે હિંદુ ધર્મ કયો ? આપણે હાલમાં આપણી આસપાસ દરેક ઘેર જે ધર્મ પળાતો જોઇયે છીયે તેજ, કે બીજો ? આ સંબંધી તપાસ થાય તે જરૂરની છે.

હાલમાં આપણે એક એવા યુગમાં જીવીયે છીયે કે જેમાં એકલી શ્રદ્ધા કરતાં બુદ્ધિને પ્રાધાન્ય આપવામાં આવે છે. ધર્મને—સત્ય ધર્મને—કોઇ પણ પ્રકારની ઉંડી તપાસથી, કાંઈ પણ આંચ આવતી નથી એમ આ યુગમાં મનાવા માંડયું છે. થોડાકજ દસકા ઉપર ધર્મનું નામ દેવાતાં બુદ્ધિનાં દ્વાર બંધ કરી દેવામાં આવતાં હતાં. પરંતુ સુધરેલા દેશોમાં આ સ્થિતિ રહી નથી. ત્યહાં ધર્મના દરેકે દરેક સિદ્ધાંતનું બુદ્ધિની દ્રષ્ટિયે નિરીક્ષણ થવા માંડયું છે અને ન્યાયશાસ્ત્રના નિયમાનુસાર ત્હેમની તપાસ લેવાય છે. આ પરીક્ષામાંથી પાર ઉતરશે તે જ સત્ય સિદ્ધાંત તરિકે સ્વીકારાશે; અને બાકીનાને સુંદર બગીચાની અંદર ઉગેલા નકામા ઘાસ જેવા માની દૂર કરવામાં આવશે.

પશ્ચિમ તરફના દેશોમાં ધર્મ સંબંધી બે જાતનાં વલણ હાલમાં જોવામાં આવે છે. કેટલાએક એમ કહે છે કે વિજ્ઞાન શાસ્ત્રે સિદ્ધ કરેલા

સિદ્ધાંતો જે ધર્મ માની શકે તેમ નથી તે ધર્મનું અમારે કામજ નથી. અમે તે વગર ચલાવી લઇશું. ત્હારે બીજાએએ આ ધર્મના સિદ્ધાંતો વિજ્ઞાનના સિદ્ધ તો સાથે મળે છે એમ સિદ્ધ કરવા માટે આ ધર્મના સિદ્ધાંતોનો પોતાની મરજી મુજબ અર્થ કરવા માંડયો છે.

ધર્મ વિના ચલાવી લઇશું એવું કહેનારાને માટે એમ મનાય છે કે ત્હેમનું કહ્યું કાંઇ લાંબો વખત ચાલે તેમ નથી. ધર્મ જેવું કોઇક શાસ્ત્ર નહિ હોય તો ઘણોજ ગોટાળો થવાનો સંભવ છે એમ અસંખ્ય વિદ્વાનોનું માનવું છે. એ શાસ્ત્રના અભાવથી નવા નવા પ્રશ્નો ઉત્પન્ન થશે. જેવા કે નીતિમય થવાનું કારણ શું છે? આપણે લોકોપયોગી કામ શા માટે કરવાં જોઇયે? મોજમઝા કરીનેજ કેમ આપણે જીંદગી ના ગાળવી? ભવિષ્યની પ્રજા માટે વિચાર કરવાનું પ્રયોજન શું? વગેરે આ બધા પ્રશ્નોના ઉત્તર આવા કોઇ શાસ્ત્ર વગર આપવા મુસ્કેલ છે.

ધર્મના પ્રચલિત સિદ્ધાતોનો મારીમચડીને ગમે તે અર્થ કરવો તે પણ યોગ્ય નથી. એથી તો કેટલાએકની નજરમાં ધર્મ ઉલટો ઉતરી પડશે. પરંતુ મનુષ્યસ્વભાવમાં ધાર્મિક શ્રદ્ધાએ એવી તો ઉંડી જડ ઘાલી છે કે અત્યાર સુધી સ્વીકારાયેલા સિદ્ધાંતો ખોટા હશે એ ખ્યાલજ ત્હેને ઘણો દુઃખમય લાગે છે. બધી રીતે બુદ્ધિશાળી પુરૂષની બુદ્ધિનું દ્વાર ધર્મની વાતમાં દેવાઇ જાય છે. ઇંગ્લાંડના મુખ્ય પ્રધાન ગ્લેડસ્ટને પણ વિજ્ઞાનશાસ્ત્રની શોધો સાથે બંધ બેસાડવા બાઇબલના કેટલાએક ભાગનો અર્થ મનસ્વી રીતે કરવા માંડયો હતો. હાલના વિજ્ઞાનવેત્તાઓએ ઉત્ક્રાંતિ Evolution નો સિદ્ધાંત સાબિત કરી આપ્યો છે. એટલે કે એમણે એવું સિદ્ધ કર્યું છે કે આપણી પૃથ્વી તેમજ ઝાડ પાલો અને મનુષ્ય હાલમાં છે તેવાંજ કાંઇ પહેલેથી હતાં નહિ. પરંતુ ત્હેમની ઉત્ક્રાંતિ થતાં થતાં તેઓ છેવટે આ દશાને પામ્યા છે. અર્થાત્ આ દશા

પ્રાપ્ત કરતાં કરતાં આપણને કાંઇ કરોડો વર્ષો થયાં હોવાં જોઇયે. આમ સિદ્ધાંત સ્થપાયો છે, ત્હારે બાઇબલમાં તો બધી પૃથ્વી, સૂર્ય, ઝાડ અને લોકો બધાંજ સાત દિવસમાં પરમેશ્વરે પેદા કર્યાં એમ કહેલું છે. આ ઉપરથી પ્રશ્ન એમ ઉભો થયો કે કાંતો બાઇબલમાં લખ્યું છે તે ખરૂં ન હોવું જોઇએ અથવા તો વૈજ્ઞાનિકોનો આ સિદ્ધાંત જૂઠો હોવો જોઇએ. પણ વૈજ્ઞાનિકો તો પોતાના કથનને સબળ પુરાવાથી સિદ્ધ કરી આપે છે. જ્યારે બાઇબલના તો શબ્દ ઉપરજ શ્રદ્ધા રાખવાની છે. ગ્લેડસ્ટને આ બેમાં એકતા બતાવવા ખાતર મારીમચડીને એક "દિવસ"નો અર્થ એક "યુગ" કર્યો. આ ઉપરથી પ્રો. હકસલીએ આ અર્થ થઇ શકતો નથી એમ દલીલ કરીને આનો લંબાણથી જવાબ આપ્યો. આપણે અત્રે આ ચર્ચામાં પડવાનું કાંઈ પ્રયોજન નથી. આ તો ફક્ત એક ઉદાહરણ ખાતરજ કહેવામાં આવ્યું છે. પરંતુ આ ઉપરથી જોવાનું એ છે, કે બુદ્ધિની દષ્ટિયે ધર્મશાસ્ત્રનો વિચાર કર્યા પછી ત્હેના સિદ્ધાંતો સત્ય ન લાગે તોપણ ખુલ્લી રીતે તેમ કબુલ ન કરતાં તે સત્યજ છે પણ આપણેજ ત્હેના અર્થ બરોબર નથી કરતા એમ મનાવવાને ઘણા મહાન પુરૂષો પણ ફાંફાં મારે છે. એનું કારણ મનુષ્ય, સ્વભાવે સંરક્ષક છે તેજ છે. પરંતુ આ કાંઇ પ્રમાણિકપણું કહેવાય નહિ. જે સિદ્ધાંતો, જે રિવાજો, જે વ્હેમો બુદ્ધિ તથા ન્યાયની દૃષ્ટિયે અસત્ય ભાસતા હોય તે દૂર કરતાં આપણે મનમાં ડગડગો રાખવો જોઈયે નહિ. આ અસત્ય તરફ આંખ મીંચામણી કરીને તે જતું પણ ન કરવું જોઇયે. એની પાછળ પડી, એની તપાસ કરી, તે અસત્યજ છે, સિદ્ધ થઇ શકે એવું નથીજ એમ ખાત્રી થતાં તે સ્વીકારવું આપણે બંધ કરવું જોઇયે. એમાંજ આપણું શ્રેય છે.

ઉપર ખ્રીસ્તી ધર્મનો દાખલો આપ્યો છે, તથા મથાળે હિંદુધર્મનાં વખાણ ટાંકયાં છે તે પરથી એમ ન સમજવું કે હાલમાં

આપણે જે ધર્મ હિંદુધર્મ તરિકે પાળીયે છીએ તે ધર્મ દરેક રીતે જોઇયે તેવોજ છે. એમ પણ ન ધારવું કે ત્હેના હાલમાં પ્રચલિત સઘળા સિદ્ધાંતો બુદ્ધિ તથા ન્યાયને અનુસરતાજ છે. ઘણા દુઃખ સાથે કહેવું પડે છે કે આપણામાં હાલમાં પળાતો ધર્મ, ઋષિ મુનિઓએ કહેલા સત્ય ધર્મ કરતાં ઘણોજ વેગળો છે. તો દરેક સુશિક્ષિત પુરૂષની ફરજ છે કે હાલમાં ધર્મના બ્હાને જે કાંઈ ચાલતું હોય તેની તપાસ કરી ન્યાયશાસ્ત્રની મદદથી ત્હેનું પોકળ લોકને બતાવી સત્ય ધર્મને આ કચરામાંથી બ્હાર કાઢી લોકો આગળ ધરવો જોઈયે. બુદ્ધિની દૃષ્ટિયે તપાસતાં ધર્મને કાંઈ પણ આંચ નહિજ આવે એમ સર્વેએ ખાત્રી રાખવી. ગમે તેવી નજીવી બાબતોનો પણ બુદ્ધિથી વિચાર કરતાં તે ઘણા પ્રકાશમાં આવે છે તો ધર્મ જેવી સત્યના પાયાપર રચાયલી બાબતમાં આપણે શા માટે સંદેહ આણવો જોઇએ, આવો સંદેહ ઉત્પન્ન થાય તેથી તો ઉલટું ધર્મ નામને લાંછન લાગે. આ સંસારની ન્હાની મોટી સર્વ વાતોનો વિચાર કરવામાં આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરીયે છીયે. સત્ય ધર્મ તો આ બુદ્ધિરૂપી કસોટીયે કસાતાં સો ટચના સોના જેવોજ ઉતરશે. આ બુદ્ધિ તથા વિજ્ઞાનશાસ્ત્રરૂપી કસોટીનો ધર્મની બાબતમાં તો બીલકુલ ડર નથીજ.

આ સંબંધી પ્રો. હક્સલી જણાવે છે કે,

વિજ્ઞાનને ધર્મ સાથે કંઈ વેર નથી, પરન્તુ જે જંગલી સમયની રહીસહી અસરો અને ખોટી તત્ત્વવિદ્યાઓ જેનાથી ધર્મ લગભગ કચરાઇ જાય છે તેની સાથે વિજ્ઞાનને વિરોધ છે. ખરૂં વિજ્ઞાનશાસ્ત્ર હમેશાં પોતાનું કલ્યાણકારી કાર્ય કર્યાંજ કરશે અને તે એ કે ધર્મને નામે ખોટી માન્યતાઓ માણસના મન ઉપર દબાણ કરી રહી છે તેમાંથી તેમને મુક્ત કરવા.

આ રીતે આપણે જોઈયે છીયે કે ધર્મ તો સો ટચનું સોનું છે. ભઠ્ઠીમાં નાંખ્યાથી એને કાંઈ હાની થવાની નથી. ફક્ત એની અંદર જે કચરો ભરાયલો છે તે દૂર થઈ જશે. અને ભઠ્ઠીમાંથી બ્હાર નિકળતાં સત્ય ધર્મ તો બમણા તેજથી પ્રકાશશે.

પરંતુ હાલની વસ્તુસ્થિતિ તો તેથી ઉલટી જ છે. દેવનું નામ આવ્યું ત્યાં પ્રશ્ન પૂછાય જ નહિ; કદાચ કોઈ ઇંતેજાર યુવક ઘરના વડીલને કાંઇ સ્વાભાવિક જ પ્રશ્ન કરે, અથવા કશાનું કારણ પુછવા હિમ્મત ધરે તો ત્હેને એકદમ ચુપ કરી દેવામાં આવે છે. આવી જાતના પ્રશ્ન પુછવા તે જ નાસ્તિકતાનું ચિન્હ ગણાય છે. પણ વિચાર કરો કે આમ દબાવી દેવાથી તે યુવકની શંકાનું નિવારણ થશે? એના મનના ખરા કે ખોટા જે કાંઈ સંશય ઉત્પન્ન થયા તે દૂર થઈ શકશે? એના કરતાં તો એના પ્રશ્નોના કારણ સહિત ઉત્તર અપાય તો એ દૃઢ આસ્થા ધરાવતો થશે. અને કદાચ એ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ ન હોય, તો પછી ત્હેના ઉપર આસ્થા રાખવાની જરૂરજ નથી. અને એ અંધશ્રદ્ધા જેમ વ્હેલી ઉઠી જાય તેમ વધારે સારૂં. આપણે ત્હાં ધર્મની આવી સ્થિતિ હોવાથી પરિણામ કેવું વિપરીત આવ્યું છે ત્હેનો આપણે ખ્યાલ કરીયે તો હૃદયને જબરો આઘાત લાગે છે. આવી સ્થિતિને લીધેજ ધર્મ આપણા નિત્ય જીવનમાં ઉતારી શકતા નથી, આ સ્થિતિને લીધેજ આપણામાં ધર્મ યાંત્રિક અવસ્થાને પામ્યો છે. આને લીધે જ ધાર્મિક ગણાતા મનુષ્યના વર્તન ઉપરથી પણ ધર્મની અસર નિર્મૂળ થઇ ગઈ છે. ધર્મના સિદ્ધાંતોને દરરોજના વ્યવહારમાં અમલમાં મુકવાની કોઈને જરૂર લાગતી નથી. હાલમાં તો ધાર્મિકમાં ધાર્મિક ગણાતો મનુષ્ય પાપીમાં પાપી ખરી રીતે હોઈ શકે છે.

આ અવસ્થાની હાનીઓ પણ કાંઇ ઓછી નથી. આથી પ્રજા સમગ્ર અધર્મી અને અનીતિમય થતી જાય છે. અને આ સમયમાં

જીવન માટેનો કલહ ચોતરફ નજરે પડે છે તેની અંદર આ રીતે નિર્માલ્ય થઈ ગયેલી પ્રજા એક ક્ષણભર પણ ટકી શકશે નહિ. માટે સમજુ મનુષ્યોનું કર્તવ્ય છે કે આ હીરારૂપી ઝવેર પર વ્હેમ રૂપી જે કચરો બાઝેલો છે તે દૂર કરી હીરાને પૂરા તેજથી પ્રકાશવા દેવો. આમાંજ સૌનો ઉદ્ધાર છે, આપણા નિત્ય જીવનની અંદર ધર્મ તથા આસ્થાને નામે જે અયોગ્ય રિવાજો તથા આચારો પેસી ગયેલા છે તે બધાની વિજ્ઞાનશાસ્ત્રથી, ન્યાયશાસ્ત્રથી તેમજ બુદ્ધિની મદદથી તપાસ કરી એ બધાંનું પોકળ પણ જાહેર કરવું જોઈયે

**सत्यमेव जयते नानृतम् ।**

માટે મહાન સત્યનીજ આપણે સૌ શોધ કરો અને બીજાં બધાં જુઠાણાને દૂર કરો.

સત્યનોજ જય થશે. અસત્યનો નહીં. સત્યની સેવા સત્યના શાશ્વત ધામ તરફ આપણને લઈ જાય છે અને આપણી સર્વે મનોવાંછનાઓ પરિપૂર્ણ કરે છે. તેથી ચાલો આપણે એકાન્તમાં સત્યની પૂજા કરીએ. અસત્યના ઉપાસકો ના થાઓ, સત્યપ્રાપ્તિને માટે સતત પ્રયત્નવાન થાઓ.

**સ્વામી અભેદાનંદ.**

## ધર્મ અને દાન.

**अदेश काले यद्दानमपात्रेभ्यश्च दीयते ॥**
**असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

અયોગ્ય દેશ કે કાળે અપાત્રે દાન જે દીધું,
અસત્કારી, તિરસ્કારી; તે કહ્યું દાન તામસ.

ભગવદ્‌ગીતા, અધ્યાય ૧૭.

દાન એ લગભગ દરેક ધર્મમાં, ધર્મનું એક મુખ્ય અંગ ગણાય છે અને આપણામાં તો ધર્મ કરવું—ધર્માદા કરવું એટલે દાન કરવું એવોજ અર્થ થાય છે. દરેક હીંદુ તે ગરીબ હશે કે પૈસાદાર. યુવાન હશે કે વૃદ્ધ, પુરૂષ હશે કે સ્ત્રી, ગમે તે હશે તો પણ તે કાંઈક સારે કે કાંઇક માઠે પ્રસંગે દાન તો કરશેજ. આ દાનની અંદર મૂળ હેતુ પરોપકારનો હોય છે. સ્વાર્થત્યાગ ત્હેમાં સમાયલો છે. અંદરખાનેથી તેમાં વ્યક્તિના આત્માનું તથા સમસ્ત જનસમાજનું કલ્યાણ સમાયલું છે. આમ હોવાથી દાન એ ધર્મનું મુખ્ય અંગ ગણાવું જોઇયેજ.

પરંતુ મનુષ્યજાતિમાં અને તેમ એ વળી આપણા હિંદુસ્તાનમાં રૂઢીનું પ્રબળ વિશેષ છે. આમ હોવાથી અમુક કાળમાં કાંઈ ખાસ સંજોગો વચ્ચે આ દાનના જે પ્રકાર સ્થપાયા હશે તેજ પ્રકાર આજે જમાનો બદલાઈ ગયા છતાયે, તથા સંજોગો ફેરવાયા છે તોપણ, એમને એમ આપણામાં નભ્યે જાય છે. આ રીતથી કેટલાએક પ્રકારનાં દાન તો દાન છે કે નહિ, તે પણ વિસરાઈ ગયું છે. તેમને ફક્ત રૂઢી તરિકેજ સ્વીકારવામાં આવે છે. અને તેમની અંદરનો મુખ્ય હેતુ જે તેમનાં આત્મરૂપ છે તે ભૂલી જવાયો છે. આમ થવાથી આપણને ઘણો ગેરલાભ છે. એક તો રૂઢી માત્રની સાથે વ્હેમ સંડોવાયલો હોય છે, એટલે કે રૂઢીથી જે કાંઈ કરવામાં આવતું હોય તે અમુક રીતે અને અમુક સમયેજ થવું જોઇએ તે ન થાય તો અમુક હાનીઓ થાયજ એવા એવા વ્હેમો રૂઢિઓમાં ભરાઇ ગયેલા હોય છે અને તેથી માણસનાં મન પોચાં થઇ જાય છે. વળી મૂળ જે લાભને માટે જે દાન નિર્માણ થયેલું હોય છે તે લાભ પણ તેથી થતો નથી. અને રૂઢીથી થતાં દાનમાં શ્રદ્ધા શુદ્ધ શ્રદ્ધાનો અંશ હોતો નથી. કાંઇક હોય છે તો તે અંધશ્રદ્ધાજ હોય છે. વળી આ રૂઢીદાન ઘણું ખરૂં અપાત્રેજ હોય છે અને કોઇકવાર શ્રદ્ધાની ખામીને લીધે તેમ પાત્રની અયોગ્યતાને લીધે આ દાનમાં અસત્કાર અને તિરસ્કારના પણ અંશ હોય છે.

આ પ્રમાણે આપણા રૂઢીદાનોમાં, મથાળે ટાંકેલા શ્લોકોમાં જે તામસ દાનનું વર્ણન કર્યું છે, તેનાં સઘળાં અંગ સમાયલાં છે. શ્રીમદ્ ભગવદ્ગીતાની અંદર ત્રણ પ્રકારના દાનનું વર્ણન કર્યું છે. સાત્વિક, રાજસ અને તામસ. તેમાં તામસ તદન અધમ પ્રકારનું દાન છે. માટે હવે આપણે આપણી આંખો ઉઘાડી આપણામાં દરેક પ્રસંગે અપાતાં દાનોની તપાસ કરવી જોઇએ, અને કેટલાંએકનો પ્રકાર બદલવો જોઇએ, અને કેટલાંએક તદન બંધ કરવાં જોઇએ.

દરેક બાબતમાં આપણે આપણી બુદ્ધિનો ઉપયોગ કરવો જોઇએ. નજીવી વાતોમાં પણ આપણે ફક્ત એકલા વિશ્વાસથી કામ નહિ કરતાં આપણી બુદ્ધિ કામે લગાડીએ છીએ; તો ધર્મ જેવી ગહન બાબતમાં આપણે એકલા વિશ્વાસથી, ફક્ત શ્રદ્ધાથીજ શા માટે ચલાવી લેવું જોઇએ ? આ વિષય ઉપર આ પત્રના એક અંકમાં (ઓકટોબર, ૧૯૧૧) 'ધર્મ અને બુદ્ધિ' એ નામના એક લેખમાં લંબાણથી વિવેચન કર્યું છે એટલે અત્યારે તેમાં વખત ગુમાવવો તે યોગ્ય નથી. પરંતુ આપણે એટલું તો દૃઢતાથી સ્વીકારવુંજ જોઇએ કે ગમે તેવી બારીક તપાસથી શુદ્ધ, સત્ય ધર્મને તો કાંઈ પણ ઇજા આવેજ નહિ. અને જો ધર્મને ઇજા ના આવે તો તેનું એક અંગ જે દાન તેના કોઇપણ પ્રકારની તપાસ કરવાથી તેને પણ ઇજા નજ આવે. આવી તપાસ કરવી તે કોઇપણ જાતનો ધર્મદ્રોહ, અથવા કાંઇપણ પાપ નથી. પરંતુ ઉલટું તેમ કરવાની તો આપણી ફરજજ છે. માટે દરેક સુશિક્ષિત અને સમજુ મનુષ્યે, આપણે કયાં કયાં દાન કરીએ છીએ, અને તેમાંનાં કયાં યોગ્ય છે, અને કયાં અયોગ્ય છે, તે બધાંની તપાસ કરવી જોઇએ; અને અયોગ્ય દાન દૂર કરી, યોગ્ય પ્રકારના દાનને ઉત્તેજન આપવું જોઇએ. આમ કરવામાં કોઇપણ જાતનો ડર કે વ્હેમ ન રાખવો જોઇએ.

સાધારણ રીતે હાલમાં આપણે જે દાન કરીએ છીએ તેના ત્રણ ચાર પ્રકારની ખાસ તપાસ કરવાની જરૂર છે. આ પ્રકાર નીચે મુજબ છે:—

૧. મંદિરોમાં દાન કરવામાં આવે છે તે,

૨. ખાસ બ્રાહ્મણોનેજ જે દાન કરવામાં આવે છે તે,

૩. કાંઈક પ્રસંગે–શુભ અથવા અશુભ–રૂઢીદાન થાય છે તે,

૪. સાધારણ ભિખારીઓ, બાવાઓ વગેરેને અપાય છે તે.

મંદિરો, જનસમાજને ભક્તિ તરફ–ઈશ્વર તરફ–દોરનાર સંસ્થાઓ છે. જ્યાં આત્મા તથા પરમાત્માનો સંબંધ કરાવવાની કલ્પના કરી હોય, તે સ્થાનમાં સાધારણ રીતે પવિત્રતા અને ભવ્યતા લાગતી હોય તો તેથી ભક્તના હૃદય ઉપર સારી અસર થાય એ સ્વાભાવિક છે. તેજ ઉદ્દેશથી આપણાં મંદિરો વિશાળ હોય છે અને તેની બાંધણીમાં પણ ઘણીવાર સારી કારીગીરી કરેલી હોય છે. અમદાવાદમાં શ્રી સ્વામીનારાયણના મંદિરમાં કે હઠીભાઈની વાડીના મંદિરોમાં જવાથી આપણા મનમાં એક પ્રકારની લાગણી થાય છે અને એકંદરે તેથી આપણા ઉપર ઘણી સારી અસર થતી હોય તેમ લાગે છે. પરંતુ ઘણીવાર આપણા લોકોના મનમાંથી આ ઉદ્દેશ વિસરાઈ જાય છે અને કાંઈક મંદિરનો મહિમા વધારવાના હેતુથી, કાંઈક અહંકારના ભાવથી અને કાંઈક ભક્તોના ભોળપણથી અને પેમલાપણાથી મંદિરોની અંદર અનહદ ખર્ચ થવા માંડ્યા છે અને મૂળ આદેશને કોઈ પણ રીતે મદદ ન કરે તેવા પ્રકારની ભેટો આવે છે અને તેવીજ જાતનો ભપકો કરવામાં મોટાઈ સમજવામાં આવે છે. મંદિરોની અંદર રૂપાનાં દ્વાર હોય, મૂર્તિ ઉપર ઘણા કીમતી શણગાર હોય, કે સોના ચાંદીના હીરા જડીત હિંડોળા હોય, તેથી ધર્મપ્રચારમાં મદદ થાય છે એમ

કોઇ ભાગ્યે જ માની શકશે. ભક્તજનો સરળ હૃદયથી આ પ્રકારનાં દાન કર્યે જાય છે અને તેવાજ સરળ હૃદયના બીજા લોકો અજ્ઞાનથી અથવા તો રૂઢીપ્રભાવથી આવા લોકોની પ્રશંસા કરે છે. અને પૂજારી વર્ગ કાંઇક અજ્ઞાનથી અને કાંઇક સ્વાર્થવૃત્તિથી આવાં દાનોને ઉત્તેજન આપે છે. વળી આ ઉપરાંત હંમેશ રાજભોગ, દરવર્ષે અન્નકૂટ, અને કોઇક પ્રસંગે છપ્પન ભોગના સમારંભો થાય છે. દેશમાં ચોતરફ મોંઘવારીની બૂમ સર્વદા ફેલાયેલી રહે છે, દુકાળનો ત્રાસ વર્તી રહેલો હોય છે, મધ્યમ વર્ગના લોકો અર્ધો ભૂખમરો વેઠે છે તે વખતે પણ દાનનો આ પ્રકાર કાંઇ પણ ફેરફાર વગર ચાલુ રહે તે ઘણું ડહાપણ ભર્યું દેખાતું નથી આ પ્રસંગોએ શ્રદ્ધાળુ ભકતોની ભીડ મંદિરમાં ઘણી થયેલી હોય છે. તેમાં કોઇક બિચારા ચેપી રોગથી પિડાતા હોય છે. આમ હોવાથી એ રોગ સ્પર્શાસ્પર્શથી બીજાને લાગવાનો સંભવ રહે છે. વળી આ રીતે જે ભોગ ધરાવેલો હોય છે તેનો પ્રસાદ લોકોમાં વ્હેંચાય છે તેમ વેચાય છે પણ ખરો. કદાચ કોઇ ચેપી રોગવાળાનાં જંતુઓ આ પ્રસાદમાં પ્રવેશેલાં હોય તો તેથી પણ તે પ્રસાદ ખાનારાને તે રોગ થવાનો સંભવ રહે છે.

જે દાનની સાથે આવા ભય રહેલા હોય, જે દાનથી કોઇપણ કલ્યાણકારી કામ સધાતું હોય નહિ. અને જે દાનથી ગરીબોના ગરીબાઇ વધે, તે દાન કદાપિ પણ શ્રેષ્ઠદાન હોઇ શકે જ નહિ. માટે આપણા ભાવિક જનોએ આ બાબતની તપાસ કરી તે ઉપર પુરતો વિચાર કરી આ દાનના પ્રકારમાં ફેરફાર કરી તેને વધુ ઉપયોગી બનાવવું જોઇએ.

જે બીજા પ્રકારનું દાન આપણામાં વધુ પ્રચલિત છે તે બ્રાહ્મણોને જ અપાતું ખાસ દાન છે. પ્રાચીન સમયમાં જ્યારે બધા લોકો ફક્ત ચારજ વર્ણમા વ્હેચાયલા હતા, ત્યારે વિદ્યાવૃદ્ધિનું

અને તેને પરિણામે ધર્મ પ્રચારનું કામ બ્રાહ્મણવર્ગને માથે હતું. એનો અર્થ એમ પણ થાય કે વિદ્યાવૃદ્ધિનું કામ જે લોકો કરતા હતા તે સઘળા બ્રાહ્મણ કહેવાતા હતા. આવે વખતે બ્રાહ્મણોને પોતાના ભરણપોષણ માટે જો કાળ ગાળવો પડે તો વિદ્યાવૃદ્ધિમાં વિક્ષેપ પડે. માટે તેમનો નિભાવ લોકોમાંથી મળતા દાન ઉપર મોટે ભાગે થતો હતો. ખરૂં જોતાં તો તે દાન પણ કહેવાય નહિ. કારણ કે તે વખતે કેળવણી સર્વેને આ બ્રાહ્મણો મફત આપતા હતા. આના બદલામાં તેમને જે ગુરૂદક્ષિણા આપવામાં આવે તે કંઇ દાન કહેવાય નહિ, વળી ઘણીવાર તો આ બ્રાહ્મણો મોટી મોટી પરોપકારી સંસ્થાઓ ચલાવતા હતા અને એમને આપવામાં આવતું દાન એમના ખાનગી ઉપયોગ માટે નહોતું પણ તે સંસ્થાઓના લાભ માટે હતું. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે અસલ બ્રાહ્મણોને જે દાન આપવામાં આવતું હતું તેનું તાત્કાલિક ફળ હતું, અને તે દાનનો ઉદ્દેશ ઘણોજ ઉચ્ચ પ્રકારનો હતો; પરંતુ હવેના બ્રાહ્મણો તે બ્રાહ્મણો નથી. દેશ અને કાળ ઘણો બદલાયો છે. વિદ્યા અને જ્ઞાન ફક્ત બ્રાહ્મણોમાંજ રહ્યાં નથી. એટલુંજ નહિ પણ ખુદ બ્રાહ્મણોમાંયે વિદ્યાનો પ્રચાર નથી. ઘણા લોકો જેઓ પોતે બ્રાહ્મણ છે એમ અભિમાન ધરાવે છે, તેઓને કાળો અક્ષર પણ કુટી મારતાં આવડતો નથી. તેમજ તેઓ આચાર વિચારમાં તદ્દન જંગલી જેવા હોય છે અને બ્રાહ્મણ નામ લજવાવે તેવી તેમની ચાલચલગત હોય છે. આ રીતે જોઇ શકાશે કે હાલના બ્રાહ્મણો તે બ્રાહ્મણ રહ્યાજ નથી. એટલે તેઓ દાનને પાત્ર છે નહિ અને તેમને જે કાંઇ દાન અપાય છે તેમાંનું ઘણુંખરૂં તો અપાત્રે દાન હોય છે એટલે તે કનિષ્ટ પ્રકારનું દાન થાય છે અને આ દાનથી કાંઇ પણ જાતનું શુભ ફળ નથી. એટલે તે પાછળ જે ખર્ચ થાય છે તે સઘળું વ્યર્થ જાય છે.

આ ઉપરાંત આવું દાન લેનાર પણ ઘણા દોષમાં પડે છે. હાલમાં બ્રાહ્મણોની જે સ્થિતિ થઇ છે તે જો આ દોષનું પરિણામ હોય તો કાંઇ નવાઇ જેવું નથી. તેઓ હાલમાં અધમ દશામાં આવી પડયા છે. ગુરૂવર્ગમાં તેમની ગણના હતી તેને બદલે હવે તો ફક્ત ભિક્ષુકવર્ગમાં જ તેમની ગણના મોટે ભાગે થાય છે. હવે તો તેઓ ફક્ત નામના જ ગુરૂ રહ્યા છે. તેમની આ દુર્દશા કાંઇ જેવી તેવી કહેવાય નહિ. એથી તેઓને થયેલો ગેરલાભ તો દેખીતો છે પણ તેમની સાથે સમસ્ત દેશને પણ ઘણો ગેરલાભ થયો છે. વિદ્યાગુરૂઓમાં ભ્રષ્ટતા આવી એટલે શિષ્યજનો પણ અજ્ઞાન થયા. અને ભારતવર્ષમાં જે શુભ આચારવિચાર સ્થપાયા હતા તે સઘળા લોકોને અર્થહીન લાગવા માંડયા. આને પરિણામે કેટલાએક શ્રદ્ધાળુ જન હતા તેમણે તો વગર સમજ્યે પણ ફક્ત શ્રદ્ધાર્થીજ આ આચારવિચાર પાળવાનું જારી રાખ્યું. પરંતુ કેટલાએક લોકો જેઓને આનાં કારણ જાણવાની જિજ્ઞાસા હતી તેઓને તે કારણ સમજાવી શકનાર કોઇ મળ્યું નહિ અને તેને પરિણામે આ આચાર વિચારો ધીમે ધીમે અપ્રિય થઇ ભૂલાવા માંડયા. જે લોકો શ્રદ્ધાથી આ આચાર વિચાર ચાલુ રાખ્યા તેમને પણ થવો જોઇએ તેવો લાભ થયો નહીં, કારણ કે તેઓ તે તદન વગર સમજે કરતા હતા. ધીમે ધીમે આ આચારવિચારો, સમજણ વગર ક્લિષ્ટ થઈ ગયા અને તેમનું સ્થિતિ અંતર થવા માંડયું. આ બધાના પરિણામમાં આ આચાર વિચાર અર્થ વગરના થઈ ગયા અને તેનાં જે સારાં ફળ હતાં તેનો લાભ લોકોને મળી શકયો નહિ. આ પ્રમાણે અપાત્રે દાન થવાથી બ્રાહ્મણવર્ગ ભિક્ષુકવર્ગમાં બદલાઈ ગયો છે અને દેશની ઉપર એમાંના ઘણા ખરા આળસુ થઇ જવાથી, એક આળસુ વર્ગનો બોજો પડયો છે, માટે હવે આપણા દાનેશ્રી ભાઈ બ્હેનોએ આ વાત ધ્યાનમાં લઈ આ અપાત્રે જતું દાન બંધ કરી કોઈ વધારે લાભદાયી રીતે દાન કરવું જોઈએ.

આ બ્રાહ્મણોને અપાતા દાનનો જે પ્રકાર અહિં વર્ણવ્યો તેના જેવો જ બીજો પ્રકાર, આપણામાં કાંઇક શુભ અથવા અશુભ પ્રસંગે જે દાન આપીયે છીયે તે દાનનો છે સાધારણ રીતે કોઈ માણસને ત્યાં કાંઈ શુભ પ્રસંગ હોય ત્યારે તેનું મન ઉત્સાહમાં હોય જ અને લોકોમાં સારૂં દેખડાવવા તે કાંઈને કાંઈ ખર્ચ કરે છે. આવે વખતે સાધારણ રીતે તેના મનમાં એમ આવે જ કે ધર્મ પાછળ પણ કાંઇક રકમ ખર્ચવી જોઇયે. આ પ્રમાણે આ પ્રસંગે થતા દાનનો કદાચ ઉદ્‌ભવ હશે. આપણામાં આવા શુભ પ્રસંગો તે લગ્ન, જનોઇ, મુંડન વગેરે છે, આપણે જાણીયે છીયે કે આપણી નાતના ટ્રસ્ટફંડ તથા કેળવણી ફંડના કરતાકારવતાઓ પણ આવા શુભ પ્રસંગો ઉપર જ લોકોને ફંડમાં ભરવાની અરજ કરે છે. પરંતુ અફ-સોસની વાત છે કે આપણા લોકો આ ફંડોની અંદર કાંઈ સારી રકમ આવે પ્રસંગે ભરતા નથી. એનું કારણ કદાચ આપણે કહી શકીશું. જે કાંઈ દાન આપવાનો આપણામાં આવે પ્રસંગે પ્રચાર છે તે સઘળું દાન કાંઈ રાજીખુશીનું હોતું નથી. પણ બ્રાહ્મણોને લીધે આપણા આચાર વિચાર કિલષ્ટ થઈ ગયાનું ઉપર જણાવ્યું છે તેને પરિણામે આ દાન પણ રૂઢીદાન થઈ ગયાં છે. અને ગમે તેમ થાય તો પણ તે દાન તો થવાંજ જોઇયે એવું બધાનાં મનમાં ઠસી ગયું છે. તેથી મને કે કમને પણ રૂઢીને આધીન થઈ આ દાન લોકો કર્યેજ જાય છે. અને આ દાન થાય છે એટલે આપણાં ફંડો તરફ લોકોની નજર પડતી નથી.

અશુભ પ્રસંગે, એટલે કે કુટુંબમાં મરણ થયું હોય તેવે પ્રસંગે પણ અમુક દાન આપણે કરવાનાં હોય છે. આ પ્રસંગે માણસનું મન પોચું થઇ જાય છે. અને તેથી તેની વૃત્તિ મરનારના આત્માના કલ્યાણ માટે ધર્મ દાન કરવાની થાય છે. પરંતુ આચારવિચાર આગળ વધતા નહીં હોવાને લીધે, રૂઢીનું પ્રબળ થઈ ગયું છે અને

આ વખતે રૂઢીદાન તો બધાંને કરવાનાં હોય છેજ. આ દાન પૂરૂં થઇ રહ્યા પછીજ જો તે માણસની સ્થિતિ બીજું દાન કરવા જેવી હોય છે તોજ તેની નજર બીજી તરફ જાય છે. નહિ તો રૂઢીદાનથીજ તે અટકે છે.

મરણ જેવા પ્રસંગે માણસનું મન પોચું થઇ જાય છે અને તેથી કેટલીએક ઘણીજ હસવા જેવી રૂઢીઓ હોય છે તે પણ ચાલ્યેજ જાય છે. સજ્જા, બારમાં તેરમાની ક્રિયા વગેરે બાબતોની અંદરની વિગતો જો બરોબર તપાસી જુવે તો તરતજ માલુમ પડશે કે શાસ્ત્ર સાથે સબંધ નહિ એવી ઘણી હસવા જેવી બાબતો તેમાં સમાયેલી હોય છે. ઘણા ગરીબ લોકોને બિચારાઓને આ ધર્મની વાતો હશે એમ ધાર્યાથી તેમજ રૂઢીને લીધે તણાઇ તણાઇને નાહકના ખર્ચ કરવા પડે છે. વળી આ ઉપરાંત આ રૂઢીદાનની સાથે વ્હેમ પણ ઘણે અંશે રહેલો હોય છે એટલે માણસના મનમાં એમ હોય છે કે અમુકવાત અમુક રીતે નહિ થાય તો તેથી પાપ લાગશે, અથવા તો મરનારનો આત્મા તૃપ્ત નહિ થાય. અથવા તો તે આત્માની અવગતિ થશે. આવી જાતના ઘણા વ્હેમો ઘણાક લોકોના મનમાં ઘર કરીને રહ્યા છે. આમાંના ઘણા વ્હેમો તો અપમાનકારક છે એટલુંજ નહિ પણ તેથી આપણા લોકોને બીજા પણ ઘણા ગેરલાભ થાય છે માટે આપણે હવે આવા વ્હેમ દૂર કરી નાંખવા જોઇએ અને આ શુભ અને અશુભ પ્રસંગોએ કરવામાં આવતાં રૂઢીદાનનો પ્રકાર ફેરવીને કાંઇ વધુ ઉપયોગી કામ માટે આપવા જોઇએ. આ રૂઢીદાનોમાં કેટલીએક વાર તો હસવા જેવા કાંઇક પ્રકાર પણ હોય છે. તે ઉપરથી પણ સૌની ખાત્રી થશે કે એ કાંઇ ખરેખરાં શાસ્ત્રોક્તદાન હોય નહિ. ગૌદાન કરવાની રૂઢી કોનાથી અજાણી છે? આ ગૌદાનમાં ગાયની કિંમત સવા આનો પણ અંકાય આ અંગ્રેજી રાજ્યના પાંચ પૈસાની કિંમત કોણ જાણે

ક્યાએ શાસ્ત્રમાં સિદ્ધ થયેલી હશે ! ! વળી આવા ધર્મ સાથે કરવામાં આવતી ક્રીયાઓ પણ સંસ્કૃતભાષામાં થાય છે. અને તે ભાષા ક્રિયા કરનાર પોતે અથવા તો ક્રિયા કરાવનાર ગોર બેમાંથી એક પણ સમજતા નથી. તો પછી આ ક્રિયાનું અને તે સાથે કરવામાં આવતા દાનનું ફળ શું હશે તે બધાએ વિચારી જોવું. જનોઇ દેવાય છે તે વખતે ગાયત્રી મંત્ર બ્રહ્મચારીને ભણાવે છે. આ મંત્રના ઉપદેશક તરીકે ઉપદેશ આપતો કોઈ જાણીતો મૂર્ખ અજ્ઞાની ઘણીએ વાર આપણે જોયો છે. તો આવા ઉપદેશનું શું ફળ હોઇ શકે ? માટે હવે આપણા લોકોએ આ વાત ઉપર ગંભીર વિચાર કરીને તેનું કાંઇ નિરાકરણ કરવું જોઇયે.

આ સ્થળે આપણા પુરોહિતો સંબંધી કાંઈક કહેવાના મારા લોભને થોભાવી શકતો નથી. આપણો અને પુરોહિતોનો સંબંધ પ્રાચીન સમયમાં ગમે તેવો હશે પણ હાલમાં તો આ સંબંધ પુરોહિતોને શોભા આપે તેવો નથી. પ્રથમ તો તેઓ આપણા ગુરૂ હતા અને તેમની સલાહથી ઘણાં કામો કરવામાં આવતાં હતાં. તેઓની સત્તા આપણા ઉપર ઘણી હતી અને તેમને માન પણ ઘણું આપવામાં આવતું હતું. પરંતુ આ પુરોહિતો પણ બ્રાહ્મણની માફક દુર્દશાને પામ્યા છે અને તેમનું અધઃપતન થયું છે. તેમની ગણના હાલમાં ગુરૂ તરીકે નહિ પણ આશ્રિત અને ભિક્ષુક તરિકે થવા માંડી છે. કોઈ પણ સ્વમાનવાળા મનુષ્યને આવી સ્થિતિ પસંદ પડેજ નહિ. બ્રહ્મક્ષત્રિયોમાંથી સારે માઠે પ્રસંગે જે કાંઈ તેમને મળે છે તે એમની આવકનું એક મુખ્ય સાધન ગણાય છે અને ઘણાક તો તે માટે બ્રહ્મક્ષત્રિયોને વળગી રહેવાની તેમને સલાહ આપે છે. પરંતુ જો પુરોહિતો વિચાર કરશે તો તેમને માલુમ પડશે કે આ આવકેજ તેમની ખરાબી કરી છે. આ આવકને લીધેજ તેઓ ભિક્ષુક અવસ્થાને પામ્યા છે. આ આવકને લીધેજ તેઓમાંના

ઘણા નિરૂદ્યમી અને આળસુ બન્યા છે. માટે તેઓ જો પોતાનો ઉદ્ધાર કરવા માંગતા હોય તો તેમણે આ આવકની લાલચ છોડી દઇને પોતાનું સ્વમાન જળવાય તે પ્રમાણે સરખા સરખીનો સબંધ ક્ષત્રિયો સાથે રાખવો જોઇયે અને દાન લેવાની સઘળી લાલચ દબાવી દેવી જોઇએ. દાન લેવામાં કેટલી જોખમદારી માથે રહેલી છે તેનો આપણા શાસ્ત્રની મદદથી તેમણે વિચાર કરવો જોઇએ. જો તેઓ તેમ કરશે તોજ તેઓ સારી સ્થિતિ પામશે; નહિ તો સદાય પરતંત્ર અને આશ્રિત જીવન ગાળશે.

આ ઉપરાંત બ્રહ્મભોજનને પણ આપણે એક જાતનું દાન ગણીએ છીએ. આ પ્રકારનું દાન તે કાંઇક કીર્તિદાન અને કાંઇક અંશે રૂઢાદાનનું મિશ્રણ છે. આ દાન ઘણે પ્રસંગે કરવામાં આવે છે. શ્રાવણમાસ નિમિત્તે, પુરૂષોત્તમમાસ નિમિત્તે, કાંઇક વ્રતોના ઉદ્યાપન નિમિતે, લગ્ન વગેરે શુભ ટાંકણે તેમજ મોત જેવા અશુભ વખતે પણ બ્રહ્મભોજન કરાવવામાં આવે છે. આ ભોજન કરવા આવનારા ભૂદેવોમાંનો કોઇક મ્યુનીસીપાલીટીના ભંગીયાની હાજરી પુરીને આવેલો હોય છે તો વળી કોઇક મીલમાં કાંઇક એવુંજ કામ કરીને આવેલો હોય છે. કોઈ પટામાં હોય છે તો કોઇક પોલીસમાં હોય છે. આવા લોકોને ભોજન કરાવવામાં હવે તો કાંઈ અર્થ દેખાતો નથી. હાલના વખતમાં આ ભોજન તો બ્રાહ્મણ વિદ્યાર્થીઓને કેટલીકવાર શ્રાપ સમાન હોય છે. જમવાનો સમય આપણામાં મુકરર નથી પણ જમાડનારની મરજી મુજબ છે. બ્રાહ્મણોના છોકરા નિશાળે ગયા હોય ત્યાંથી ઘણીવાર અધવચ્ચે જમવા જાય છે અને પોતાનું ભણતર ગુમાવે છે. હવે તો સંસ્કૃતશાળાના અધ્યાપકોને પણ પગાર આપવામાં આવે છે. તે છતાંએ આવો કોઇ પ્રસંગ હોય તો તેઓ આખી શાળા મૂકીને જતાં રહેતાં પણ અચકાતા નથી. આના ગેરલાભ કેટલા છે તે વિચાર કરતાં તરતજ માલૂમ પડશે. આમાં જમનાર

સાથે જમાડનારને પણ દોષ લાગે છે. માટે આ પ્રકારનું દાન કરતા પહેલાં વિચાર કરવો જોઇએ. વળી જ્યાં બ્રાહ્મણની મોટી નાત જમવાની હોય છે ત્યાની પાડોશના કલાલની દુકાને લાડુનો ઢગલો થાય છે તે વાત પણ ઘણા જાણતા હશે. આમાં કુપાત્રે દાન થાય તો દાન આપનારને કેટલો દોષ થાય છે તે વાત ખાસ મનમાં રાખવી જોઇએ.

આ પછી આપણામાં ચાલતો દાનનો જે એક પ્રકાર છે તે ચપટી મુઠીથી અથવા હરતા ફરતાને અપાતું દાન છે. ઘણે ઘેર સવારમાં શેર બશેર ધાન્ય ચપટીઓ માટે કાઢવામાં આવે છે. આનું દાન બારણે ભિક્ષા માટે આવતા લોકોને કરવામાં આવે છે. સામાન્ય રીતે આ લોકો ભીખ માંગવાનો પોતાનો હક્ક સમજે છે અને કોઈ કાંઈ કામ બતાવે તો નફ્ટાઈથી ઘસીને ના કહે છે. ચારે તરફ મોંઘવારી વધી છે અને કામ કરનારાની ઘણી તાણ પડે છે, તેવે વખતે આ લોકોને વગર વિચારે દાન આપવું તે ઘણુંજ અયોગ્ય લેખી શકાય.

અપંગને દાન કરવું તે ઘણી સારી વાત છે. પરંતુ તે માટે પણ કાંઇ સુવ્યવસ્થિત સંસ્થા હોય તો સારૂં, નહિ તો ઘણીવાર ખરેખરો લાચાર માણસ રહી જાય છે અને બીજા લુચ્ચાઓ ઢોંગ કરીને આ દાન લઈ જાય છે. આ જાતના ઢોંગ કરવા માટે ભીખારી છોકરાંને નાનપણથી તાલીમ મળે છે. આંધળા થવાનો, પાંગળા હોવાનો, શરીરે કાંઈક રોગ થયાનો, અને એવા ઘણી જાતના ઢોંગ કરતાં તેઓ સારી રીતે શીખેલાં હોય છે. વળી ઘણીવાર તો બીજી રીતે કમાતા લોક આપણા પોચા મનવાળા દયાળુજનોની દયાનો લાભ લઈ ભીખમાં કમાય છે અને પોતાની કમાઇ કુમાર્ગે વાપરે છે. કેટલીકવાર ખેતીનો વ્હેપાર કરતા વાઘરીયો ભીખમાંથીજ પોતાનો નિર્વાહ કરે છે અને ખેતીની કમાઇના ઘરેણાં કરાવે છે; તેવા દાખલા પણ જાણમાં આવેલા છે. આ ઉપરાંત બાવાઓ, વેરાગીયો, સંન્યાસીઓ,

અને અબધુતો પણ ભીખ ઉપરજ નિર્વાહ કરનારા હોય છે. આમાંના કેટલાએક તો કનડીને દાન લે છે અને જે ગરીબ લોકોને લાચારીથી તે દાન આપવું પડે છે, તેના નિસાસા જનસમાજના બંધારણને લાગે છે. આખો દિવસ ચલમની ધૂનમાં પડી રહેતા બાવાઓને માલપૂડા દૂધપાકનું ભોજન આપવામાં પુણ્ય ગણાય છે, પરંતુ આ બાવાઓ જનસમાજને હવે શા ઉપયોગના છે, અથવા તો તેઓ આખો દિવસ કેવાં પાપ કર્મ કરે છે તે સંબંધી તપાસ કરવાની કોઈ દરકાર કરતું નથી. બિચારા સરળ, સાદા અને શ્રદ્ધાળુ ગરીબ માણસોના ખરા પરસેવાથી પેદા કરેલું ધન આવા લુચ્ચા લોકો હરી જાય છે અને કંગાલને વધુ કંગાલ બનાવી પોતાના આળસમાં વધારો કર્યાં કરે છે, માટે આપણા લોકોએ હવે આ બાબતોપર ઉતાવળે ધ્યાન આપીને તેમાં ઘણો સુધારો કરવો જોઇયે.

આ પ્રમાણે મંદિરોમાં કરાતાં, બ્રાહ્મણોને અપાતાં, પ્રસંગોપાત થતાં અને ભીખારીઓને મળતાં દાનના કેટલાએક પ્રકાર આપણે જોયા. આ ઉપરથી બીજો પ્રશ્ન એ ઉત્પન્ન થાય છે કે આ બધું જો આમજ છે તો ખરૂં દાન, શુદ્ધ દાન કેવા પ્રકારનું હોવું જોઇએ. સાધારણ અક્કલથી વિચાર કરતાં આપણને એમ લાગે છે કે જેથી આપણી આસપાસનાનું અને પરિણામે સમસ્ત દેશનું વધારેમાં વધારે કલ્યાણ થાય તેજ સારૂં દાન કહેવાવું જોઈએ. એટલું તો કહી શકાય કે દાન મૂખ્યત્વે કરીને કાંતો ધર્મ માટે હોય, અન્ન વસ્ત્ર માટે હોય અથવા તો વિદ્યા માટે હોય. આ બધી રીતો આપણે આપણા દેશને અને કાળને અનુસરતી થઈ જાય તે પ્રમાણે ગોઠવવી જોઈયે. પાદરી લોકો ધર્મનો કેવો પ્રચાર કરે છે અને તે સાથે દયાવૃત્તિનાં કેવાં કાર્યો કરે છે તે આપણે જોઈએ છીએ. તે ઉપરથી બોધ લઈ આપણે પણ તેવું કરવું જોઈએ. આપણામાં ભારે આવકવાળા અને મોટી ઉપજવાળા અનેક પંથનાં મંદિરો છે.

તેના મહંતોએ અને વ્યવસ્થાપકોએ ધર્મોપદેશ કરવાની યોજનાઓ ઘડવી જોઈએ. તે માટે ખાસ પગારદાર નોકરો રોકવા જોઈએ. વળી ધર્મસિદ્ધાંતના પુસ્તકો જુજ અથવા નજીવી કીમતે વ્હેંચાવવાં જોઇએ, અગર મફત પણ વ્હેંચવાં જોઇએ. અનાથ આશ્રમો અને ઇસ્પીતાલો સ્થાપવા તરફ પાદરી લોકોની માફક તેમણે નજર નાંખવી જોઇએ.

અન્ન અને વસ્ત્રના દાન માટે પણ વ્યવસ્થિત મંડળો જોઈએ. ગરીબ પણ શક્તિવાળા લોકોને કામ અપાવવાની યોજના થવી જોઇએ. આળસુ લોકોને વધુ ઉત્તેજન મળવું જોઇએ નહિ પણ તેમને કામ કરવા તરફ દોરવા જોઈએ. મધ્યમવર્ગના પ્રમાણિક લોકોને ઘણાં દુઃખ પડે છે તે દૂર કરવા યોજનાઓ થવી જોઇએ. તેમને માટે સારી સગવડવાળાં સોંઘા ભાડાનાં મકાન કરવાં તે પણ ધર્મનુંજ કામ છે. આ મોંઘવારીના વખતમાં સસ્તે ભાવે અનાજ વેચવું તે પણ એક પ્રકારનું દાન છે. આવા લોકોને મુફત દાકતરી મદદ મળે, મફત દવાઓ મળે, મફત દાર્હયણો મળે, તેવી યોજના કરવી તે પણ ઉત્તમ પ્રકારનું દાન છે.

વિદ્યાદાન તે જુના સમયથી ઉત્તમ પ્રકારનું દાન ગણાયું છે. વિદ્યા માટે નિશાળો સ્થાપવી, કોલેજો સ્થાપવી, માસ્તરો નિપજાવવા, વિદ્યાર્થીઓ લલચાય તેવી યોજનાઓ કરવી, તે બધું આ પ્રકારનું ઉત્તમદાન છે. ભણવાની ચોપડીઓ મફત અપાવવી, ભણનાર છોકરાના કુટુંબને ભરણપોષણ સંબંધી હરકત પડતી હોય તે દૂર કરવી, તે પણ આ પ્રકારનુંજ દાન છે. જુદા જુદા પ્રકારના પુસ્તકાલય સ્થાપવાં તથા જુદા જુદા વિષયો ઉપર વ્યાખ્યાન કરાવવાં તે પણ વિદ્યા પ્રચારનું કામ છે. જમાનાને અનુસરતી અને બીજી પ્રજાઓ સાથે ટક્કર ઝીલી શકે તેવા પ્રકારની કેળવણી આપણે હવે ફેલાવવી જોઈએ. આ ઉદ્દેશથી રસાયનશાળાઓ અને પ્રયોગશાળાઓ પણ કહાડવી જોઇએ.

છેવટે આ બધા પ્રકારમાંથી ગમે તે પ્રકાર પસંદ કરવામાં આવે તોપણ એટલી વાત હંમેશ યાદ રાખવી કે પોતે કરેલા દાનની શી વ્યવસ્થા થાય છે અને તે કેવી રીતે વપરાય છે તે જાણવાનું બંધન દાન કરનારને માથે છે અને જો તેની દુર્વ્યવસ્થા થાય તો તેનો દોષ દાન કરનારને માથે છે. હંમેશાં સાત્ત્વિક વૃત્તિથી, નિઃસ્વાર્થથી, પોતે કાંઇ પણ બદલો મેળવવાની આશા રાખ્યા સિવાય ઉદાર ચિત્તથી અને મનની લાગણી સાથેજ દાન કરવું જોઇએ. આજ દાન શ્રેષ્ઠ પ્રકારનું છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

દેવુંજ માની જે દાન, દીધું અનુપકારીને,
યોગ્ય દેશ કાલે પાત્રે, કહ્યું તે દાન સાત્ત્વિક.

અધ્યાય ૧૭, શ્લોક ૨૦.

## ધર્મ અને વ્રત

"વ્રતો કરવામાં કોઇ અમુક પ્રકારનું પુણ્ય છે એમ જો કોઇને લાગતું હોય તો તેની ભૂલ છે. વ્રત કરવાથી પુણ્ય થતું નથી...... વ્રત સંબંધી બહારની ક્રિયા અને કર્મ એ બધું શુષ્ક છે. તેમાં પુણ્યનો અંશ પણ નથી. **અંતઃકરણનો શુદ્ધ ભાવ, પ્રેમપૂર્વક ભક્તિ, અને વિશ્વાસપૂર્વક પ્રભુ પ્રાર્થના, એના વિના પુણ્યનો બીજો માર્ગજ નથી.**"

કેશવચંદ્રસેન (નવસંહિતા)

ધર્મ, મનુષ્ય જીવનમાં ઘણોજ ઉપયોગી ગણાય છે. ધર્મ પાળવાની બુદ્ધિ સર્વ પ્રાણીઓમાં ફક્ત મનુષ્યપ્રાણીમાં જ છે; અને આ ધર્મ પાળવાની શક્તિને લીધેજ માણસ જાત બીજા પ્રાણીઓ

ઉપર શ્રેષ્ઠતા ભોગવે છે એમ પણ કેટલાએક કહે છે. આ બધી ખરી વાત હશે; પણ ધર્મ એ શબ્દનો અર્થ કરવામાં ઘણોજ મતભેદ પડવાનો. આપણામાં અને સર્વત્ર દુનિયામાં બધેજ, કાંઇક કાંઇક કારણોને લીધે ધર્મના જુદા જુદા અર્થ કરવામાં આવ્યા છે. કાંઇક સ્વાર્થને લીધે, અથવા તો અજ્ઞાનથી, અગર તો બેદરકારીમાં ઘણી ઘણી વિચિત્ર બાબતોનો પણ ધર્મમાં સમાવેશ થઈ ગયો છે. ધર્મને નામે અનેક ઢોંગો ચાલે છે અને તેને પરિણામે લોકોમાં વ્હેમનો પ્રસાર ઘણોજ થઇ ગયો છે. આ વ્હેમ દૂર કરવા માટે સમજુ વર્ગના માણસોએ ધાર્મિક ગણાતી બધી બાબતો એક પછી એક લઇને તેમને બુદ્ધિની મદદથી તપાસવી જોઈએ, અને આ તપાસમાં જે બાબતોમાં ધર્મનું તત્ત્વ માલુમ પડે નહિ તે બાબતોને વગર અચકાયે ખુલ્લી પાડી દઈને તે સંબંધી ચાલતા વ્હેમો લોકોમાંથી દૂર કરવા જોઇએ. આમ થવાથીજ ધર્મનું શુદ્ધ સ્વરૂપ ખુલ્લું પડશે અને આમ કરવામાં આવશે તોજ હાલમાં કેટલેએક ઠેકાણે ધર્મના નામ તરફ અરૂચી બતાવવામાં આવે છે તે દૂર થશે.

આજે આપણે ધર્મને નામે આપણામાં કેટલાએક વ્રતો કરવામાં આવે છે, તથા તેમને અંગે જે અપવાસ, ઉદ્યાપન વગેરે કરવામાં આવે છે તે તપાસીશું; પરંતુ આવી તપાસ વખતે ખાસ ધ્યાનમાં રાખવાનું એ છે કે કોઈ વાત અમુક પુસ્તકમાં લખી છે માટે તે વગર અચકાયે અને વિચાર કર્યા વિનાજ માની લેવી નહિ. એમ કરવું તે આપણને જે બુદ્ધિરૂપી ઇશ્વરી બક્ષીસ મળેલી છે તેનો અનાદર કરવા જેવું છે. સાર અસાર સમજીને તે પ્રમાણે વર્તન કરવાનું કામ મનુષ્યના પોતાના ઉપર રાખવામાં આવ્યું છે. માટે અમુક પુરાણમાં કે વ્રતરાજના પુસ્તકમાં લખ્યું છે તેથી, અથવા તો અમુક માણસે કરવાનું કહ્યું છે તેથી, અગર તો એમ કરવાનો લોકોમાં સાધારણ રીવાજ છે તેમ ધારીને પણ વ્રત કે એવું કાંઈ

કરવું જોઇએ નહિ. ફક્ત શુદ્ધ બુદ્ધિથી દરેક વાતમાં લાભ ગેરલાભ તપાસીને, અથવા અંદર કાંઇક ધાર્મિક તત્વજ્ઞાનના ભેદ માલુમ પડે તો તે સમજીને, પછી જો તે વાત કરવા જેવી લાગે તોજ કરવી. તે સિવાય કાંઇ પણ કરવું તે બીજા પ્રાણીઓ કરતાં મનુષ્ય શ્રેષ્ઠ છે, એમ જે કહેવામાં આવે છે તેને જૂઠું પાડવા જેવું થઇ જાય છે.

આપણા આર્યાવર્તમાં પ્રાચીન સમયમા પણ ઘણુંજ જ્ઞાન પ્રસરેલું હતું તેમાં તો હવે કોઇપણ પ્રકારનો શક રહ્યો નથી. આપણો દેશ સુધારામાં ઘણાજ પ્રાચીન કાળમાં બહુ આગળ વધેલો હતો, પણ ત્યારપછી દેશમાં જ્ઞાન સંબંધમાં પણ વખતો વખત ક્રાંતિ થઇ ગયેલી અને આવા ક્રાંતિના સમયમાં વખતને અનુસરી ધાર્મિક ભાવનાઓનાં તેમજ રીતરાવાજોમા વારંવાર ફેરફાર થઇ ગયેલા. આ ફેરફાર કરવામા મૂળ ઉદ્દેશ તો ધર્મના સિદ્ધાંતોને કોઇપણ સ્વરૂપમા સાચવી રાખવાનોજ હશે. વળી આપણા ધર્મની અંદર ફક્ત કરણ ધર્મના કે આત્મજ્ઞાન અથવા તત્વજ્ઞાનનાજ સવાલો સમાયેલા નથી, પરંતુ નિત્યજીવનમાં ઉપયોગી થઇ પડે તેવી પણ કેટલીક બાબતો એમાં સમાયેલી છે, એમ કેટલાએકનું કહેવું છે. દાખલા તરિકે આર્યસમાજવાળા યજ્ઞ વિષે એમ કહે છે કે તેથી તો હવા શુદ્ધ થાય છે. વ્રત અપવાસ વગેરે બાબતોના પણ કેટલાએક તરફથી આવીજ દલીલો આપવામાં આવે છે. ધર્મ ઉપર આપણા લોકોનો ભાવ એવો તો સારો હતો, કે તેને નામે જે કાંઇ કહેવામાં આવતું હતું તે બધુંજ તેઓ બરોબર પાળતા હતા, અને તેમ થવાથી હિંદુઓને ઘણા લાભ પણ થયા છે. શારીરિક આરોગ્ય માટે ઘણી ફાયદાકારક ટેવો આપણા લોકોને પડી છે તે આપણા ધર્મ ઉપરના ભાવને લીધેજ પડેલી છે.

પરંતુ ધર્મના ઉપયોગ આ રીતે કરવાથી કેટલાએક લાભ સાથે ગેરલાભ પણ ઘણા થયા છે. સૌથી મ્હોટો ગેરલાભ તો એ થયો છે

કે ધર્મની અંદર આવા આવા ઉમેરા થવાને લીધે લોકોના ઘણા મોટા ભાગમાંથી ધર્મનું શુદ્ધ સ્વરૂપ લગભગ ભૂસાઇ ગયું છે. આ ઉપરાંત જ્યાં સુધી આ કેવળ શ્રદ્ધાને જમાને હતો ત્યાં સુધી તો કોઈએ આ વાતની દરકાર કરી નહિ, પણ જ્યારે શ્રદ્ધા સાથે બુદ્ધિનો યુગ આવ્યો ત્યારે તો લોકોએ ધાર્મિક રીતરીવાજોની પણ બુદ્ધિપૂર્વક તપાસ કરવા માંડી, અને આ તપાસમાં વ્રત ઉપવાસ વગેરે જેવા ઘુસાડી દીધેલા નિયમ લોકોના જોવામાં આવ્યા તેથી તેમનો ભાવ ધર્મના ઉપરથી ઉતરી જવા માંડયો. વળી જે સમયમાં આ બીજી રીતે લાભકારક રીવાજોને ધર્મપુસ્તકોમાં દાખલ કરવામાં આવ્યા હશે, તે વખતે તો તેના હેતુ બરોબર ધ્યાનમાં હશે. પરંતુ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ આ હેતુએ ભુલાયા અને ફક્ત યંત્રની માફકજ આ રીવાજો અંધશ્રદ્ધાથી પળાવા માંડયા.

હાલનાવખતમાં આપણામાં પ્રચલિત વ્રતોનીજ આપણે વિચારપૂર્વક તપાસ લઇશું તો બધું જણાઈ આવશે. ઘણુંજ સામાન્ય વ્રત એકાદશીનું છે. દર પખવાડીએ એક ઉપવાસથી કોઠો સાફ કરવાનો આનો હેતુ છે એમ કેટલાએક કહે છે પણ આ હેતુ જળવાય છે? ફક્ત ધર્મ ખાતરજ કરવામાં આવતા આ વ્રતમાં ફળાહાર–ફરાળ થઈ શકે એવો નિવેડો બ્રાહ્મણોએ તો ક્યારનોએ આણ્યો છે. જુદા જુદા પ્રદેશમાં વસતા મનુષ્યો જુદી જુદી વસ્તુએ ફરાળમાં વાપરે છે, અને કાંઈ ઢંગધડા વગરનું ખાવાનું બધા ફરાળીઆએ ખાય છે, અને કોઠો સાફ થવાને બદલે કોઠામાં જોઈએ તેટલો કચરો ભરાય છે. વળી કોઈ બિચારૂં બાળક ભૂલમાં ચણા મમરાનો ફાકો મોંમાં નાંખે છે તો એકાદશી વટાળ્યા માટે મુરબ્બીએ તેને લઢે છે, અને તેના પોતાના મનમાં પણ ઘણોજ પશ્ચાત્તાપ થાય છે અને કાંઈ કાંઈ વ્હેમ આવે છે.

સોમવાર, પૂનમ, ચોથ કે બીજા પણ કાંઈક વાર "કરવાના" હોય છે. "કરવાના" એટલે તે દિવસે એકવાર ખાવાનું કે ફરાળ કરવાનું હોય છે અને આ કર્યાથી કાંઈ કાંઈ ઈચ્છેલાં ફળ મળે છે, અથવા નડતા ગ્રહો નરમ પડે છે એવી માન્યતા ચાલે છે. આ ફળ, આ ફાયદો, શી રીતે મળવાનું શક્ય છે તે કોઈ પણ માણસ બુદ્ધિનો ઉપયોગ કરી વિચાર કરી જોશે તો સ્હેજમાં સમજાશે. વળી કેટલાએક વ્રતોમાં તો કાંઈ એવું હસવા જેવું અને વિચિત્ર જાતનું ખાવાનું હોય છે અને તે બધાને એવી રીતે ધર્મ તરિક માનવામાં આવે છે કે જો કોઈ સ્હેજ પણ વિચાર કરી જુવે તો તેને હસવું આવ્યા વગર રહેજ નહિ. નોળીનોમ, નાગપાંચમ, ગૌરો, આણંદ ચૌદશ, રથજાત્રા, આ બધા દિવસોએ પલાળેલી બાજરી, કાચા મગ, સાથવો, ગોળ ને દૂધ, ચોખાની રોટલી ભડકું વગેરે કાંઈ કાંઈ ચીજો વિચિત્ર રીતે ખાવાની હોય છે અને તે બધામાં ધર્મ, પુણ્ય અને પાપની વાતો સમાયલી હોય છે.

અલબત જુદી જુદી ઋતુમાં નવા નવા ઉત્સવો થાય અને તે આનંદ અને ઉત્સાહથી પળાય તે ઘણુંજ ઈચ્છવાજોગ છે. અમુક અમુક અંતરે લોકોમાં આનંદનો ઉછાળો થાય તે ઘણુંજ લાભકારક છે. પરંતુ આ આનંદ વ્હેમ અને ભયથી અમિશ્રિત જોઇએ. એમાં ધર્મનું નામ વાપરી લોકોને ડરાવવા જોઇએ નહિ. બાળકોના કુમળા મન ઉપર ધર્મની ભયભીત છાપ પાડવી જોઇએ નહિ, અને સર્વને આશ્વાસન આપનાર ધર્મને ભય સાથે ભેળવીને નીચો પાડવો જોઇએ નહિ. કમનસીબે આપણા ઉત્તમ ઉત્સવોને દિવસેજ કાંઇ ઉપવાસ કે એવું કરવાનું એટલું બધું હોય છે કે ઉત્સવનો આનંદજ કોઈના મ્હોં ઉપર હોતો નથી. છોકરીઓના ગૌરોના તહેવાર ઘણાજ સુંદર અને રમણીય હોય છે. ગૌરો વાવવી, મેંદી મૂકવી, ન્હાવા જવું, દર્શન કરવા જવું, ત્યાં એકઠાં થઇ ગર-

બીઓ ગાવી અને નિર્દોષ આનંદ કરવો તેની વિરૂદ્ધ કોણ હોઈ શકે ? પણ આ ઉત્સવમાં છોકરીઓને ખાવાનું દુઃખ કેવું હોય છે ! ફરીથી ભૂખ્યા ન થવાય માટે ત્રણ ત્રણ કલાક છોકરીઓ પાટલા ઉપર બેસી રહે છે. આ રીતે તેમના વડીલો, દેવને તથા પોતાની જાતને છેતરવાનું છોકરાંઓને શિખવે છે અને સાથે આરોગ્યના નિયમો પણ ભાંગે છે. આ ઉપવાસનું કે ફરાળનું મહાત્મ્ય ધર્મ કરતાં રૂઢીને વધારે આધીન હોય છે. માટે દરેક સમજુ જને જો ઉત્સવનો ખરો ઉત્સાહ ભોગવવો હોય તો દરેક ઉત્સવમાંથી ઉપવાસનો અંશ દૂર કરવો.

આ ઉપરાંત લગ્ન જેવા માંગલિક પ્રસંગે, જનોઇ જેવા ઉત્સવને દિવસે બિચારા બડવાને તથા વરરાજાને તો કાંઇ ફરાળ કરવાનું લફરૂં લાગેલુંજ હોય છે. આખો દહાડો અથડાવાનું અને તેમાંયે વળી પેટ ભરીને મન ભાવતું ખાવાનું નહિ, તેથી બિચારા-ઓના મ્હોં લફુ જેવાં થઈ જાય છે અને ધર્મ ઉપર કાંતો ગુસ્સે થાય છે અથવા તો હસે છે. આ પણ દૂર કરવા જેવું છે.

કોઇ કહેશે કે આપણાં જૂનાં વ્રતો તો યુગે યુગે ધર્મમાં થએલી ક્રાંતિ કે ઉત્ક્રાંતિના સ્મરણસ્તંભ રૂપ છે. ભલે, કદાચ તેમ હશે, કદાચ કોઇ સમાજશાસ્ત્રના અભ્યાસીને કે એવા કોઇને તે અભ્યાસ કરવા યોગ્ય હશે, પણ તેથી શું આપણે તે ચાલે છે તેમને તેમ ચલાવ્યાંજ કરવાં જોઇએ ? આપણે તેમ કરીને ધર્મની હાંસી થવા દેવી જોઇએ ? આપણી અક્કલની કીમત અંકાવા દેવી જોઈએ ? જે વ્હેમ પોષાય છે, જે નુકસાન થાય છે, તે થવા દેવું જોઇએ ? ના નહિજ, કદિ નહિ.

કોઈ કહેશે કે આ વ્રત નાશ થવા દેવાં જોઇએ નહિ, કેમકે જો તે હશે તો અંદર સુધારો થઇને અસલના વખતમા જેમ તે કેટલીક વાતોમાં લાભદાયી હતાં તેમ લાભદાયક કરી શકાશે. આ

આશા પણ મિથ્યા છે. ઘણાય કાળો સુધી તે આવીજ દશામાં ચાલ્યાં આવે છે અને હવે તે ફરીથી સુધરીને લાભદાયક થાય તે મનાય તેવું નથી. કારણ કે હવેના જમાનામાંજ ઘણો ફેર છે. વળી જે લાભ દાખલ કરવા હોય તે બીજી રીતે થઈ શકે તેમ છે, અને આમાં સમાયેલાં જોખમ અને નુકસાનથી આ નવી રીતો નિરાળી છે.

કોઇ કહેશે કે આ વ્રત ઉપવાસથી મનની દઢતા આવે છે; જો યોગ્ય રીતે આ પળાતું હોય તો કદાચ તેવી દઢતા ખીલતી હશે. પણ હાલમાં તો તેવી દઢતા ખીલવવાનો હેતુજ રાખવામાં આવતો નથી એટલે કન્યાવર્ગ જેઓ વધુમાં વધુ વ્રતો કરે છે તેઓમાંજ ખાસ કરીને દઢતાની ગેરહાજરી જોવામાં આવે છે; તેઓજ હીસ્ટીરીઆથી પીડાતાં હોય છે, કે કપડાલત્તામાં કે ખાવામાં જક કરતાં દેખાય છે.

કોઈ કહેશે કે હાલમાં પશ્ચિમ તરફ Fast cure-ઉપવાસ કરીને દરદ મટાડવાના વાનો ચાલે છે તેવું કાંઈ સત્ય આપણા વ્રતોમા કેમ ન હોય? જો તેવું સત્ય હોય તો તે સમજીને અમલમાં મૂકવું જોઇએ. પણ પશ્ચિમ તરફ તો આ ઉપવાસની બરોબર વિધિ છે. શી રીતે ખોરાક ઘટાડવો. અને પછી પાછો શી રીતે લેવા માંડવો તેનાં પ્રમાણ છે, અને તે છતાંયે ઘણા લોકો આની વિરૂદ્ધમાં છે અને તેથી કાંઇજ ફાયદો નથી એવો મત ધરાવે છે.

વળી કેટલાએક વ્રતો, અગીઆરસ, વગેરે ઉજવવાનાં હોય છે તે તો ફક્ત મોટાઇનેજ હોય છે. તવંગર લોકોને તો તે પાલવે પણ કોઈ વાર ગરીબ ગુરબાં પણ ઉજવ્યા વગર વ્રતનું ફળ મળેજ નહિ એ માન્યતાથી પેટે પાટા બાંધીને પણ વ્રતો ઉજવી ખર્ચ કરે છે. તે વખતે લોકમાં પાછી મોટાઇ દેખાડવા ઘરેણાં ગાંઠાં પહેરીને રૂપાનાં વાસણોથી પૂજા કરે છે, અને બ્રહ્મભોજન પણ કરાવે છે. આવા

લોકોના મનમાંથી આ ધર્મનાં તથા પુણ્યનાં કામ છે એવો ખોટો ખ્યાલ જો કાઢી નંખાય તો ઘણો લાભ થાય.

હવે જમાનો બદલાયો છે. અંધશ્રદ્ધાને બદલે બુદ્ધિબળનો વખત આવ્યો છે. સોંઘવારીને બદલે મોંઘવારી થઇ છે. દુનિયાથી દૂર એકાદ ગામમાંજ પુરાઇને ભોગવવાનું શાંત જીવન ગયું છે, અને તેને બદલે જીવનકલહ આવ્યો છે. કમાવવાને માટે સર્વ વર્ણ અને સર્વ દેશો સાથે સરસાઈ કરવાની છે. ભણતર પુરૂષ તથા સ્ત્રી બન્નેને માટે આવશ્યક થયું છે, અને તે મોંઘું થયું છે. સર્વ સાધનો એકઠાં કરીને આ આર્થિક ઉત્ક્રાંતિના જમાનામાં ટકી રહેવાનું છે. જે સબળ હશે, સાધન સંપન્ન હશે, તેજ ટકી રહેશે, અને આવા આડાઅવળા ધ્રસારા જેને વેઠવા પડતા હશે તેને ટકી રહેવું મુશ્કેલ પડશે. આ બધી બાબતો પણ વિચારવા જેવી છે.

હવે કર્તવ્યયુગ આવ્યો છે. આ યુગનાં વ્રતો પણ નવા કર્તવ્યોને અનુસરતાં જોઇએ. જૂના જમાનાનાં રેઢીઆળ વ્રતો કરતા ઘણા કઠણ વ્રત આપણે લેવાનાં છે. આપણે આત્મિક ઉન્નતિ કરવાની છે. અને તે સાથે સામાજિક ઉન્નતિ પણ કરવાની છે. સ્ત્રી અને પુરૂષને માટે પતિવ્રત અને એક પત્નીવ્રત તે પણ વ્રતોજ છે. મન, વચન અને કાયા વડે આમાં ભંગ પડવા દેવો તે પણ એક કઠણ વ્રત છે. અમુક પરીક્ષામાં પાસ થયા પછી, અથવા નિશાળ છોડયા પછી શિષ્યવૃત્તિ રાખવી, સમય કાઢીને સદાય નવા નવા વિષયોનો અભ્યાસ કર્યા કરવો તે પણ એક વ્રત છે. શાંતિ, ક્ષમા અને આત્મ સંયમનાં વ્રતો લેવાનાં છે. આત્મસુધારણાનું વ્રત તો દરેક મનુષ્યે ખાસ લેવા જેવું છે. યુવાવસ્થાથીજ આત્મપરીક્ષા કરવાનું વ્રત લેવું અને પોતાના દોષો તારવી કાઢી દૂર કરવા પ્રયત્ન કર્યાં કરવો તેથી મોટું વ્રત કે મોટો ધર્મ કયો હોઇ શકે! આ વ્રત તે રિપુસંહારવ્રત કહેવાય છે. શરીરના ષડ્રિપુને દૂર કરવાનું તે વ્રત છે. પિતૃભક્તિ,

માતૃસેવા, ભ્રાતૃભાવનાં વ્રત પણ દરેક જણે લેવાનાં છે. આ ઉપરાંત મ્હારા દરેક બાળકને–પુત્ર કે પુત્રીને હું યોગ્ય કેળવણી આપીશ, પુત્રને અમુક ઉમર અને પુત્રીને અમુક વય પહેલાં નહિંજ પરણાવું, અમુક ઉમર પછી વિરક્ત ગૃહસ્થાશ્રમ સેવીને સમાજસેવાનાં કાર્યો આદરીશ, શુદ્ધ ધર્મપ્રચાર કરીશ, સમાજમાં જ્ઞાન પ્રસરાવીશ, નોકરી ધંધામાં પણ કર્ત્તવ્યનું પાલન કરીશ, એવાં એવાં અનેક વ્રતો હવે તો લેવાનાં છે. આ વ્રતોથી આત્મા ડગલે ડગલે ઉન્નત થાય, મન દૃઢ થાય અને લોકકલ્યાણ થાય; આ ત્રણ હેતુ સાચવવા તરફ ખાસ લક્ષ રાખવાનું છે, અને કદિ પણ ધર્મના પવિત્ર નામને કાંઇ પણ લાંછન લાગે નહિ તે તપાસવાનું છે.

આશા છે કે રૂઢીબદ્ધ થયલાં વ્રતો તરફ કેળવાયલો વર્ગ જે બેદરકારી બતાવે છે તે દૂર કરી તેની અંદર જીવ ઘાલી દરેક કુંટુંબમાં બુદ્ધિયુક્ત નવિન વ્રતો દાખલ કરવા તરફ લક્ષ આપશે. એમ થશે ત્યારેજ અત્યારે ધર્મ તરફ જે અભાવ જોવામાં આવે છે તે દૂર થઇ જશે, અને પ્રગતિનો માર્ગ સેવાશે.

## ધર્મ અને બાધા

"......મૂર્ખાઇ ભરેલા ઘણાએ વ્હેમો ચાલે છે; અને જે કાઇ ત્હેમનો ગુલામ થએલો છે તે કદી પણ આગળ વધી શકવાનો નથી. માટે ઘણા માણસો અમુક વિચાર ધરાવે છે તે કારણથી અથવા તો સૈકાંઓથી અમુક વિચાર ચાલ્યો આવે છે તેથી, અગર તો માણસોમાં પવિત્ર ગણાતાં પુસ્તકોમાં અમુક વિચાર લખેલો છે તે કારણથી પણ ત્હમારે તેનો તેજ વિચાર ધરાવવો જોઇએ નહિ. ત્હમારે તો તે વિષય ઉપર ત્હમારી મેળેજ વિચાર કરવો જોઇએ અને તે બુદ્ધિ માન્ય કરે તેવો છે કે નહિ તે પણ ત્હમારેજ નક્કી

કરવું જોઇએ. સત્ય માર્ગ ઉપરજ જેને ચાલવું છે ત્હેણે તો પોતાની મેળેજ વિચાર કરતાં શીખવું જોઈએ. કારણ કે વ્હેમ આ પૃથ્વી ઉપરનો મ્હોટામાં મ્હોટો દુર્ગુણ છે અને તેના પાશમાંથી ત્હમારે તદ્દન છુટા થઇ જવું જોઇએ."

"શ્રી ગુરૂચરણે" કર્ત્તા, જે. કૃષ્ણમૂર્તિ (એલ્સીઓન).

આપણા દરરોજના જીવનમાં જે જે વિચારો આપણે ધરાવીએ છીએ, તથા જે કાંઇ આચારો પાળીએ છીએ. તે સઘળાની સાધારણ સ્હમજથી તથા બુદ્ધિબળની અને તર્કશાસ્ત્રની મદદથી તપાસ થવી જોઇએ એ તો હવે બધાએ કબુલ કરે છે. આપણા રોજના વ્હેવારમાં કેટલાએક ધાર્મિક ગણાતાં કામ તો એવા છે કે તે તપાસવાથી કોઇ ગંભિર વિચાર કરનારાને તો શક પડે કે આપણે ધર્મ શું છે તે જાણીએ છીએ કે નહિ, અથવા તો આપણને ઇશ્વરમાં પણ વિશ્વાસ છે કે કેમ.

સાધારણ રીતે જોતાં આપણા પુરૂષવર્ગમાંથી તો ઘણી જાતના વ્હેમી વિચારો જતા રહ્યા છે. પરંતુ સ્ત્રી વર્ગમાં તો હજી પણ ઘણાયે વ્હેમનું જબરૂં જોર ચાલે છે. આ બધા વ્હેમોની બારીક તપાસ લેવાવી જોઈએ અને બનતી ઉતાવળે ત્હેમને દેશવટો દેવો જોઇએ; નહિ તો ઘણાએ અજ્ઞાન અને ભોળા માણસો લોભીઆઓના ભોગ થઈ પડશે અને તન મન અને ધનથી પણ હેરાન થઇ જશે.

આ રીતે આજે આપણે બાધાને નામે જે વ્હેમો આપણામાં ચાલે છે ત્હેની તપાસ કરીશું. આ વ્હેમ હજી પણ આપણામાં, ખાસ કરીને આપણા સ્ત્રીવર્ગમાં બળવાન છે, અને આનું કારણ આપણા મનની નબળાઇ, ધર્મ સંબંધી કાચું જ્ઞાન, તથા ખાસ કરીને આસપાસનું જનમંડળ છે. ન્હાનપણથીજ આપણા મન ઉપર તે ઠસી જાય છે. કારણ કે ન્હાની મ્હોટી વાતોમાં, ઘણી

ખરી વાર સ્હેજસ્હેજમાં, બાધાનો આશરો લેવાતો આપણી નજરે પડયાજ કરે છે. વળી કોઇ કુટુંબમાં ઘરડાં ડોશી હોય તો તો પછી પૂછવુંજ નહિ. હાલતાં અને ચાલતાં, ન્હાની કે મ્હોટી બાધા મનાયાજ કરે. આજે સ્હવારે ઉઠતાંજ સાવરણી નજરે પડી, સીધું કાઢવા જતાં બીલાડી આડે ઉતરી, છીંકણીની ડબ્બી જડતી નથી, જમવા બેસતાં છીંક આવી, આંખ ફરકયા કરે છે, અથવા ભાઇ નિશાળેથી હજી આવ્યો નથી, આવું કાંઇક થયું કે બાધા મનાઇજ છે. આવાં મનવાળાં માણસો પાસે ઉછરતાં બાળકોનાં કુમળાં મન ઉપર આ વ્હેમની બચપણથીજ છાપ પડી જાય ત્હેમાં શી નવાઇ છે! અને એવા દાખલા પણ કાંઇ થોડા જોવામાં આવતા નથી. ન્યાયમૂર્તિ તેલંગના નામથી કોણ અજાણ છે? પુખ્ત ઉમરમાં ત્હેમનો ધર્મ સંબંધી દરેક વિચાર બુદ્ધિબળ તથા તર્કશાસ્ત્રથીજ બંધાયેલો હતો. વ્હેમનો તો તેમાં પડછાયો પણ હતો નહિ. છતાં આજ તેલંગ જુવાન વયમાં જ્યારે બી. એ. ની પરીક્ષામાં બેસવાના હતા તે વખતે ત્હેમણે બાધા રાખી હતી કે જો હું આ વખતે પસાર થઇશ તો આટલી માળાઓ અમુક નામની ફેરવીશ. આપણામાં પણ ઘણી જાતની બાધાઓ વખતો વખત માનવામાં આવે છે. કોઇ માંદુ પડે, કાંઇક ખોવાય કે ચોરી થાય, અથવા કોઇ પણ જાતની ન્હાની મ્હોટી આફત કુટુંબ ઉપર આવે કે તરતજ બાધા માનવામાં આવે છે. પરંતુ આ બાધાનું શાસ્ત્ર કયા ધોરણ ઉપર રચાયું છે કે કયા ધર્મશાસ્ત્રે એને કબુલ રાખ્યું છે, તે વિચાર કોઇ પણ કરતું નથી. અથવા તો અમુક કામ કર્યાથી કાંઇક પરિણામ આવે તે બાધા રાખ્યાથી એકદમ શી રીતે બદલાઇ જાય તે સ્હમજવાને પણ કોઇ પ્રયત્ન કરતું નથી. બધાં કરતાં આવ્યા છે ને અમે કરીએ છીએ એવા વિચાર આ જમાનામાં આપણે રાખવા જોઇએ નહિ. પ્હેલેથી કે છેલ્લે સુધી એક વાત પકડીને ત્હેનું

કાંઇક નિરાકરણ આણવું જોઇએ. ત્હેના ફાયદા ગેરફાયદા તથા પરિણામની પુરેપુરી તપાસ કરવી જોઇએ. ઘણી વાર તો બાધાથી આપણે કોઇ દેવ કે દેવીનું હડહડતું અપમાનજ કરીએ છીએ. કેટલીક વાર કોઇ માતાનું "સત" જણાવવા ખાતર વાતો કહેવામાં આવે છે કે, એક ચોરે બાધા રાખી કે હે માતાજી! જો ત્હારી મૂર્તિ ઉપર ધરાવેલું ઘરેણું મ્હને સહીસલામત લઈ જવા દઈશ તો હું ત્હને એમાંથી અડધો અડધ ઘરેણાની કીમ્મતની થાળ ધરાવીશ, કે હવન કરીશ, અથવા અમુક ભોગ આપીશ. આ દાખલાનીજ આપણે તપાસ કરીએ. માતાની મૂર્તિ ઉપરનું ઘરેણું, ત્હેની માલકી પૂજારીની અથવા તો મંદિરના વ્યવસ્થાપકોની હોય. આ ઘરેણું ચોરી લેવામાં તે ચોરને માતાજી મદદ કરે, એટલુંજ નહિ પણ ચોરીના માલમાં પણ ભાગ રાખે, અને ચોરીનો માલ પોતાના ઉપયોગમાં લે એવો આ વાતનો ભાવાર્થ છે. સાધારણ અક્કલથી પણ કોઇ એમ કહી શકે કે જો માતાજી આમ કરે તો ધર્મશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, તેમ આપણા ધારાશાસ્ત્રથી પણ માતાજી એક ગુન્હેગાર ગણાઇ શકે, તો જેને આપણે આદ્યશક્તિ ગણીએ છીએ, જેમાંથી આખું જગત પેદા થયું છે એમ આપણે માનીએ છીએ, જે દુનિયા ઉપર ધર્મનો પ્રસાર કરે છે, જેની સેવાથી મનુષ્ય માત્ર નીતિમય બને છે, તે માતાજી ઉપર ગુન્હેગાર હોવાનો આરોપ મુકાય છે એટલુંજ નહિ પણ એ આરોપવાળી વાતથીજ માતાજીનું "સત" બતાવાય છે, અને લોકો તે માને છે પણ ખરા. માતાજી સંબંધી આ કેવી ભાવના છે ત્હેનો સર્વ કોઇ વિચાર કરો અને આ બાધાની માયામાંથી ઉતાવળે છુટો અને સર્વને છુટા કરો.

વળી અમુક દેવને ફલાણી ચીજ ઘણી ભાવે છે અને તેનું નૈવેદ્ય ધરાવવાની બાધા રાખી આપણું ધારેલું કામ કઢાવી લેવું તે પણ છેક જંગલી સમયની આપણામાં રહી ગયેલી અસર હોય તેમ

લાગે છે. એથી આપણે દેવનું અપમાન કરીએ છીએ, અને દેવ સંબંધી આપણી ભાવના દુષ્ટ અને નીચ બનાવીએ છીએ. વળી કેટલીએકવાર તો આ બાધાઓ બીજા પણ વ્હેમો સાથે જોડાયલી હોય છે અને તેથી આપણને ઘણા ગેરલાભ થાય છે. બળીયા નીકળ્યા હોય છે ત્યારે હજી પણ આપણામાં દવા ન કરવી જોઇએ એવો વ્હેમ છે. બાળકને અછબડા, ઓરી કે બળીયા નીકળ્યા હોય અથવા નીકળશે એમ ભય લાગતો હોય તો પણ દવા નજ થાય એવો વ્હેમ રાખવામાં આવે છે. અમુક દિવસે બળીયાકાકાને પગે લગાડવાનું હોય છે. આ બળીયાકાકા પણ સૌ સૌના જુદા હોય છે. એટલે જો કે અમુક કુટુંબના માણસને બળીયા નીકળ્યા હોય તો અમુક ઠેકાણેજ પગે લગાડાય. આ વખતમાં, જ્યારે બળીયા એક ચેપી રોગ છે એમ સિદ્ધ થઈ ગયું છે, અને અમુક ઉપાયથી તે રોગ ઘણા મ્હોટા પ્રમાણમાં અટકાવી શકાય છે એમ ખાત્રી થઇ ગઈ છે, તે વખતમાં અમુક દેવજ આ રોગ મોકલે છે એમ માનવું તે ઘણુંજ અજ્ઞાન કહેવાય. કેટલાએક એમ કહે છે કે આ માન્યતાને અંગે જે રીતરિવાજ, જેવા કે બળીયાને કાળા રંગનો પડછાયો પડે તેથી કાળા કોટવાળાને માંદાના ઓરડામાં ન જવા દેવા—વગેરે છે તે વૈદકશાસ્ત્ર ને અનુસરીને છે. કદાચ તેમ હશે પણ તે રીતરિવાજને વ્હેમ સાથે જોડી દેવાથી સારાં કરતાં નઠારાં પરિણામ ઘણાં આવશે માટે જો તે નિયમો વૈદક હોય તો ત્હેમને વૈદક તરિકેજ શીખવવા અને પાળવા જોઈએ, અને એમ થશે તોજ તે સારી રીતે પાળી શકાશે, નહિ તો અર્થનો અનર્થ થશે અને સારા રિવાજોને બદલે તેમના લીસોટાજ રહેશે. જેમ પહેલાં મનાતું હતું કે કોગળીયું માતાના કોપથીજ આવે છે તેમ હજી પણ બળીયા, ઓરી, વગેરે બળીયાકાકાજ મોકલે છે એમ માનવામાં આવે છે, અને આ રોગ આવે છે તે વખતે બળીયાકાકાની જાતજાતની

બાધાઓ માનવામાં આવે છે. કેટલીએક તો ઘણીજ જંગલી અને હસવા જેવી હતી તે તો હવે જતી રહી છે, પણ બીજી કેટલીએક હજી પણ ચાલે છે. બિમારને તાંદળજાની ભાજીથી તોળવામાં આવે છે, અને આ તાંદળજો કાકાબળીયા દેવને ચઢાવવામાં આવે છે, તથા ૯દીયાં વગેરે ધરાવવાનું તો ઘણુંજ સાધારણ છે. આ જાતના વ્હેમ હવે આપણામાંથી નીકળી જવા જોઈએ. બળીયા કઢાવવાથી (ગૌશીતળાથી) આ રોગ ઘણે દરજ્જે અટકાવી શકાય છે એમ હવે ચોખ્ખી રીતે પુરવાર થઇ ગયું છે. હવે તો બિચારા આ "કાકા-બળીયા ભોળા" ને આ દુષ્ટ રોગના ઉપરી નિમ્યા છે તે પાપી કામમાંથી મુક્ત કરવા જોઈએ.

આ ઉપરાંત બીજી પણ ઘણી જાતની બાધાઓ છે. કોઇ માંદુ પડે એટલે એવી બાધા રાખવામાં આવે છે, કે હે રણછોડરાય! જો એ સાજો તાજો ઉઠશે તો હું એને તમારી પાસેથી વેચાતો લઇશ. એનો મૂળ ભાવ ગમે તે હોય પણ આ વિચાર આ બુદ્ધિબળના જમાનામાં બંધ બેસતો નથી. સવા પાંચ રૂપીઆ કે વળી સવા પાંચ આના પણ આપીને ઠાકોરજી પાસેથી માણસ વેચાતું લઈ શકાય છે. આ રીતો હવે તો ઘણાને અણઘટતી લાગે છે અને આપણામાં જે ધર્મને નામે કાંઇક ચાલે છે તે ધર્મજ છે કે કેમ એવી શંકાઓ ઉત્પન્ન કરે તેવી છે. આના બીજા ઘણાએ દાખલા છે પરંતુ તે બધા એટલા બધા સાધારણ રીતે જાણવામાં છે તેમજ એટલી બધી વાર જોવામાં આવે છે કે અત્રે તે ગણવાની કાંઇ પણ જરૂર લાગતી નથી. દરેક જણે આવા દાખલાઓ લઇ તે સંબંધી વિચાર કરવો એટલે જણાઈ આવશે કે તે કેવા પોકળ છે.

ઉપર જણાવવામાં આવ્યું છે કે આ બધા વ્હેમનાં મુખ્ય કારણો પોચું મન, ધર્મ સંબંધી કાચું જ્ઞાન અને અદઢ શ્રદ્ધા, તથા આસપાસના સંજોગો છે. જો ધર્મનું-શુદ્ધ ધર્મનું-શાસ્ત્રીય ધર્મનું,

સારૂં જ્ઞાન આપવામાં આવે અને ઇશ્વરનું ખરૂં સ્વરૂપ સ્હમજાવી શકાય, તો આ વ્હેમ તથા નબળાઇ તરત જતી રહે. હવે તો કાંઇ પણ સંકોચ રાખ્યા સિવાય આવી બાધાઓ લઈ ત્હેમનું સ્વરૂપ ઉઘાડું પાડીને તે બાધા કાંઇજ અસર વિનાની છે તથા તદ્દન નકામીજ છે એવું સ્હમજવાનો તથા સ્હમજાવવાનો સમય આવી ચૂક્યો છે. માટે કોઈ માણસે તેમ કરતાં અચકાવું જોઇયે નહિ. એમ કરવાની દરેક માણસની, ખાસ કરીને ધર્મિષ્ટ માણસોની ફરજ છે; કારણ કે એથીજ તેઓ ધર્મને લગાડવામાં આવતું લાંછન અટકાવવામાં મદદ કરી શકશે.

# ધર્મ અને સમાજસેવા

તેઓએ એક મહાત્માને પ્રશ્ન કર્યો, "ઇષ્ટ પ્રાપ્તિના કેટલા માર્ગ છે?" તેમણે ઉત્તર આપ્યો કે, "સૃષ્ટિમાં જેટલા અણુઓ તેટલા માર્ગ છે. પણ **સેવા** એ સર્વોત્તમ અને ટુંકામાં ટુંકો માર્ગ છે."

આપણા ધર્મમાં પરમાત્મપ્રાપ્તિના ત્રણ માર્ગ દર્શાવેલા છે, ભક્તિમાર્ગ, જ્ઞાનમાર્ગ અને કર્મમાર્ગ. કર્મમાર્ગમાં આપણા કર્તવ્યનું પાલન કરવાનુંજ મુખ્યત્વે કહેલું છે, અને ભગવદ્ગીતામાં તો એટલે સુધી જણાવ્યું છે કે, ફળને કે પરિણામનો પણ વિચાર કર્યા વિના, જે કર્તવ્ય હોય તે યથાસ્થિત બજાવે જવું, તેજ આપણો ધર્મ છે. વળી કર્મરહિત થવું–કર્મ કરવુંજ નહિ–તેને અધર્મ કહ્યો છે. આ ઉપરથી જોઈ શકાશે કે કર્તવ્યકર્મ કરવું તે દરેક જણનો ધર્મ છેજ.

સમાજસેવાનો સમાવેશ આપણા કર્તવ્યકર્મમાં થઇ જાય છે. તે શી રીતે તે અત્રે બતાવીશું. આપણે માથે કાંઇ દેવું હોય તો તે પાછું વાળવાનું આપણું કર્તવ્ય છે, તે તો સર્વ કોઈ કહી શકશે. આપણા ધર્મમાં પણ તે વિષે ઉલ્લેખ છે. અને આપણે માથે દેવ-ઋણ, પિતૃઋણ, લોકઋણ વગેરે છે, અને તે વાળવા માટે આપણા

ધર્મમાં દરેકને માથે જુદી જુદી ફરજો નાખેલી છે. આમાની કેટલીએક આપણે નિત્યજીવનમાં કર્યાં કરીએ છીયે, પણ ફરજોનો મૂળ હેતુ કમનશીબે ભુલી જવાયો છે, એટલુંજ નહિ પણ વખતના વહેવા સાથે, જમાનો બદલાવાથી, નવીન સુધારાના પ્રસારથી, જે નવાં ઋણ આપણે માથે આવ્યાં તે આપણે સમજ્યા નથી, અને પરિણામે તેના બદલા તરીકે કરવાના કર્તવ્યથી આપણે વિમુખ રહીએ છીએ.

આ નવાં ઉભાં થએલાં ઋણમાંનું એક તે સમાજઋણ છે. આપણે જે સમાજમાં જન્મ્યા છીયે તે સમાજના આપણા ઉપર ઘણા ઉપકાર હોય છે. આ ઉપકારો તે આપણો સામાજિક વારસો છે. એટલે કે જે કાંઇ સુખ આપણે હાલમાં ભોગવીએ છીયે, તે માટે કોઈએ તો પ્રયત્ન કર્યોજ હશે, અને તે પ્રયત્નોનું ફળ જે સુખ તે આપણને આ સમાજમાં જન્મ ધારણ થવાથીજ મળે છે. આ રીતે આ આપણો સામાજિક વારસો છે. જમાનાની પ્રગતિની, વિચારોના વ્હેણની, એવી અનેક છાપો આપણા મન ઉપર પડે છે, તે જોઇ શકાય તેમ નથી. જો આપણે એક સુધરેલા માબાપના છોકરાને જન્મથીજ જંગલી લોકો પાસે મુકી દઇએ તો આપણને ખબર પડે કે માબાપ તરફથી મળેલા ઉત્તમ વારસા છતાંયે, તે બાલક લગભગ જંગલી જેવુંજ થવાનું. આવો ક્રૂર બનાવ આ જમાનામાં તો ધ્યાનમાં નથી, પણ તેથી ઉલટો બનાવ બનેલો છે. જંગલી આફ્રિકન માબાપના એક બાલકને અમેરિકા લઈ જવામાં આવ્યું હતું. ત્યાં ઉત્તમ પાઠશાળામાં તેને ભણાવીને કેળવ્યું હતું. અભ્યાસ પુરો કર્યા પછી તેણે પોતાના લોકોનો ઉદ્ધાર કરવા ઘણી મહેનત કરી હતી. એને એની પોતાની કેળવણી, એના સંસ્કારી વિચાર, અને એની સેવાબુદ્ધિ, એ બધું પશ્ચિમના સમાજ તરફથી મળ્યું અને એ સમાજનો તે માટે ઋણી થયો. વળી આખી હબસી જાતનો જે પચાસજ વર્ષમાં ઉત્કર્ષ થયો છે, તે પણ તેમણે અમેરિ-

કાની સમાજના સંસર્ગમાં રહેવાથી મેળવ્યો છે. આનું નામ તે સામાજિક વારસો, અને આ તેમનું સમાજ-ઋણ.

આ પ્રકારનું ઋણ સમજ્યા પછી આપણે આપણો પોતાનો વિચાર કરીએ. આપણા સમાજની રાજકીય, સાંસારિક અને બીજી અનેક રીતે પ્રગતિ થયેલી જોવામાં આવે છે. આ પ્રગતિને માટે દરેક કેળવાયલા હિંદપુત્રે તેના વડવાઓની મહેનતનો, દેશના આગેવાનોના કામનો, અને સૌથી વધારે સામાજિક વારસાનો ઉપકાર માનવો ઘટે છે. રાજકીય હક્ક, પ્રજા તરીકેની ગણના, વિદ્યાપ્રાપ્તિની સગવડો વ્યાપારનો વધારો, સ્થાનિક સ્વરાજ્યની પ્રાપ્તિ, ગામડામાં થતા સુધારા, નહેરોમાં થતા વધારા, વગેરે દરેક જાતના લાભ માટે આપણે સમાજના ઋણી છીએ. આપણે માથે સમાજનું તે બધું દેવું છે. આ ઋણ, આ દેવું, આ કરજ, પાછું વાળવું તે આપણું મુખ્ય કર્તવ્ય હોવુંજ જોઇએ. પણ આ કર્તવ્ય બજાવવું શી રીતે? આ દેવું પાછું શી રીતે વળાય? પ્રશ્ન સર્વના મનમાં ઉભો થશે. આ "સામાજિક વારસા'નું "ઋણ" અદા કરવાનો ફક્ત એકજ મુખ્ય રસ્તો **સમાજસેવા** કરવાનો છે. સ્વાર્થનો ત્યાગ કરી ફક્ત ધર્મવૃત્તિથી સમાજની સેવા કરવાથીજ આ ઋણ આપણે પાછું વાળી શકીએ તેમ છે. માટે દરેક કેળવાયલા અને સમજુ હિંદીએ સમાજસેવા કરવા સદા તત્પર રહેવું જોઇએ. કોઈ માણસના આપણે ફક્ત થોડાકજ રૂપિઆ ઉછીના લઇએ છીયે, તો આપણું મન એ દેવાના બારને લીધે કેટલું ચિંતામાં રહે છે? અને તે પાછું વાળવાને આપણે કટલા આતુર રહીએ છીએ? તો આપણા સમાજનું આપણા ઉપરનું આ મહાન ઋણ વાળવાને આપણે આતુર અને ચિંતાતુર કેમ ન રહેવું જોઇએ?

સામાજિક વારસા ઉપરાંત આપણા જીવનમાં પણ આપણે સમાજનું કેવી રીતે દેવું કરીએ છીએ તેનો એક દાખલો અત્રે

વિચારીશું. હિંદી સરકારના કેલવણીના ૧૯૦૭ થી ૧૯૧૨ના રિપોર્ટમાં જણાવ્યું છે કે આર્ટ કૉલેજમાં સરેરાશ એક વિદ્યાર્થી દીઠ દર વર્ષે રૂ. ૧૭૫ ખર્ચ થાય છે. આમાંથી વિદ્યાર્થી ફી તરીકે રૂ. ૬૮–૩ ભરે છે. એટલે દરેક વિદ્યાર્થી કૉલેજમાં ભણે છે ત્યાંસુધી દર વર્ષે રૂ. ૧૦૬–૭નો કોઇનો દેવાદાર બને છે. આ દેવાની રકમ સરકારી કરોમાંથી ભરવામાં આવે છે. આ કર ભરનાર મુખ્યત્વે કરીને ખેડુત અથવા ખેતીની ઉપજનો વ્હેપાર કરનાર છે. આ પ્રમાણે કૉલેજમાં ભણતો દરેક વિદ્યાર્થી, દર વર્ષે આ ગરીબ લોકની ખરા પરસેવાથી પેદા કરેલી રકમમાંથી માથા દીઠ રૂ. ૧૦૬–૭ પોતાના ભણતર માટે લે છે. આ પ્રમાણે હાઇસ્કૂલની અંદર માથા દીઠ રૂ. ૨૬ ખર્ચ આવે છે તેમાંથી વિદ્યાર્થી રૂ. ૧૪ આપે છે અને રૂ. ૧૨ ઉપર પ્રમાણે વેરામાંથી પુરા કરવામાં આવે છે. તેજ પ્રમાણે પ્રાથમિક શાળામાં પણ વિદ્યાર્થી દીઠ ખર્ચ રૂ. ૪–૨ નું છે અને આવક રૂ. ૦–૧૪–૬ છે. બાકીના રૂ. ૩–૩–૬ ઉપર મુજબ વેરામાંથી લેવાય છે. આ ઉપરથી જોઈ શકાશે કે આપણા ભણેલા ગણેલા વિદ્વાનો અને ગ્રેજ્યુએટો પણ કેળવણીની બાબતમાં દેવાદાર છે– ઋણી છે. અને તેમનો લેણદાર સદાયે ગંદકીમાં રહેતો, અર્ધનગ્ન સ્થિતિમાં ફરતો, સદા ભુખમરો વેઠતો, કંગાલ ખેડુત કે મજુરીયો છે. આ ઋણ ભણેલા માણસોએ અનેક પ્રકારે પાછું વાળવું જોઇએ.

આ તો કેળવણીની વાત કરી, પણ તે ઉપરાંત બીજી પણ અનેક રીતે આપણે માથે ચાલુ સમયમાં પણ ઋણ ચઢયાં કરે છે. આખા દિવસનું કામકાજ કર્યા પછી સાંજરે મનને તાજું કરવા કોઇ જાહેર બગીચામાં આપણે જઇએ, ત્યારે વિચારવું જોઇએ કે આ બગીચો કયાંથી થયો? કોના પૈસાથી થયો છે? અને શી રીતે નિભાવાય છે? આ માટે આપણે કોઇના તો ઋણી થઇએજ છીએ. કાંઇ નહિ તો સમાજ સમસ્તના પણ ઋણી થઇએ છીએ. તેજ

પ્રમાણે મુસાફરીમાં કોઇ ધર્મશાળામાં ઉતરીએ છીએ, અથવા જાહેર પુસ્તકાલયમાં જઇ પુસ્તક કે છાપું વાંચીએ છીએ કે ઇસ્પિતાલ કે આરોગ્યગૃહનો લાભ લઇએ છીએ, ત્યારે કોઇના પણ ઋણી થઇએજ છીએ; કારણ કે આ બધી સંસ્થાનું મૂળ તપાસીશું તો જણાઈ આવશે કે અમુક ગૃહસ્થે "ધર્માદા" ખાતર અમુક રકમ કાઢી હતી, અને તેમાંથી આ ઇસ્પિતાલ કે લાયબ્રેરી કે બગીચો બનાવવામાં આવ્યાં હતાં. એટલે એ બધાંનો ઉપયોગ કરતી વખતે ધ્યાનમાં રાખવાનું કે આપણે કોઇ "ધર્માદા સંસ્થાનો લાભ લઇએ છીએ. આ ઉપરથી કહેવાનો ભાવાર્થ એમ નથી, કે એ સંસ્થાઓનો ઉપયોગજ ન કરવો. એટલી બધી અક્કડાઈ ચાલી શકે નહિ. કલાપી કહે છે તેમઃ—

"બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે, આધાર સૌને સૌનો રહ્યો છે;
"લે છે સહુ કૈં, સહુને દઈ કૈં; આભાર સૌનો સૌ ઉપરે છે."

પરંતુ તે બધાંનો ઉપયોગ કરતી વખતે, આધાર લેતી વખતે, આપણે કોઇના ઋણમાં આવીએ છીએ તે વાત વિસરવી નહિ અને કોઈપણ વખતે, કોઈપણ રીતે, યથાશક્તિ આ ઋણ સમાજને પાછું વાળી આપવા તત્પર રહેવું, અને તે પાછું વાળવાનો રસ્તો તે "**સમાજસેવા**" કરવી તેજ છે.

આ સમાજસેવા કરતી વખતે, કોઈકવાર કરનારને ઘણી અડચણો પડે છે, અને લોક તરફથી તે ધિક્કારાય પણ છે. આવી વખતે કેટલાએક હિમ્મત હારી જાય છે, અને કોઇ તો અકળાઇ પણ જાય છે. આમ કરવું તે યોગ્ય નથી. આવે પ્રસંગે શાંતિ ધારણ કરવી જોઇએ. સ્વસ્થ મનથી, શુદ્ધ આશયથી, નિઃસ્વાર્થ વૃત્તિથી, આપણી બુદ્ધિ પ્રમાણે આપણે કર્તવ્ય કરતા હોઇએ, તેમાં આવા વિક્ષેપ આવે તેથી નિરાશ ન થવું. આપણે સમાજ ઉપર ઉપકાર કરવા નિકળ્યા છીએ તેવું અભિમાન મનમાંથી કાઢી નાખવું અને એમજ જાણવું કે આગળના જમાનાના નેતાઓ અને દેશસેવકો જે ઉપકાર સમાજ

ઉપર કરી ગયા છે, તેનું સમાજના એક અંગ તરીકે, ઋણ પાછું વાળવાનું મ્હારૂં કર્ત્તવ્યજ છે. ધાર્મિક, સાંસારિક કે રાજકીય સુધારા જે આપણે અનુભવીએ છીએ, તે માટે કેટલાએ લોકોએ દુઃખ વેઠયાં હશે ! તેઓ જો અકળાયા હોત તો આપણે કેવી સ્થિતિમાં હોત, તેનો વિચાર કરવો પણ મુશ્કેલ છે. માટે કોઈપણ પ્રસંગે નિરાશ ન થતાં આપણું ઋણ પાછું વાળવા સતત સમાજસેવાનો પ્રયત્ન કર્યાજ કરવો.

પરંતુ આ ઋણ પાછું વાળતી વખતે ધ્યાનમાં રાખવાનું છે કે આ કાંઈ ગમે તેવું દેવું નથી, અને તે પાછું વાળવા ગમે તેમ વેઠ કાઢવાની નથી. આપણા મંદવાડમાં આપણી માતા ચાકરી કરે છે, તેનો બદલો આપણે કોઈ નર્સને પગાર આપીએ તે રીતે વાળતા નથી પણ પ્રેમ અને વાત્સલ્યથી તે પાછો વાળીએ છીએ. તેજ પ્રમાણે આ ઋણ પણ પ્રેમ અને વાત્સલ્યથી પાછું વાળવાનું છે.

છેવટે ફરીથી દરેક જણને આ બાબતો ઉપર ગંભિરાઈથી વિચાર કરવા આગ્રહપૂર્વક વિનંતિ છે. આપણે આર્યભૂમિમાં વસનારા આર્યસંતાન છીએ. દેવા વિષે આપણી લાગણી તીવ્ર છે. પેઢીધરનું દેવું, પુત્રો, પૌત્રો, અને પ્રપૌત્રો પણ મુદતનો જરા એ બાધ આણ્યા સિવાય આપવા બંધાયલા છે, એવી આપણા ધર્મપુસ્તકોની ભાવના છે. તો સમાજનું આ દેવું આપણે શી રીતે વિસારે પાડી શકીએ? આ સમાજઋણ પાછું વાળવા આપણામાંના દરેક જણે, સમાજ-સેવાનો કોઈપણ માર્ગ, નિઃસ્વાર્થ અંગીકાર કરવો જ જોઈએ. વળી આપણે કાંઈ લોકસેવાનું કાર્ય કરતા હોઈએ ત્યારે "અમે પરોપકાર કરીએ છીએ" એવું અભિમાન મનમાં આણવું નહિ; પરંતુ જે વૃત્તિથી એક ઓશીંગણ દેવાદાર પોતાનું દેવું ચુકવે છે, તેવી વૃત્તિથી લોકસેવા કરવી, અને પ્રભુનો ઉપકાર માનવો કે ઋણમુક્ત થવાનો અવસર એણે આપણને આપ્યો.

સમાજસેવા કરવી તે આ પ્રમાણે દરેકજણનું કર્તવ્યજ છે, અને પોતાનું કર્તવ્ય યથાસ્થિત બજાવે જવું તે ધર્મ છે અને તેજ કર્મયોગ છે, અને આ કર્મયોગ તે પરમાત્મ પ્રાપ્તિનો એક માર્ગ છે. આ રીતે ફક્ત ધર્મદૃષ્ટિથી જોઇએ તો પણ સમાજસેવા કરવાથી પરમાત્મપ્રાપ્તિનો પણ યોગ છે, અને સમાજસેવા કરવી તે ધર્મ પણ છે.

## ધર્મ અને નિત્યજીવન

મુજ જીવન આ પ્રભુ! તુંથી ભરૂં,
બલ દે, અભિલાષ હું એહ પૂરૂં.
મુજ દેહ વિશે, વળી આત્મ વિષે,
જડ ચેતનમાં પ્રભુ વાસ વસે.
શિરમાં, ઉરમાં, મુખમાં, કરમાં,
પ્રભુ વ્યાપી રહો મુજ અંતરમાં!
મુજ જીવન કેરૂં રહસ્ય ઉંડું,
બન પ્રેરક, શાસક, ચાલક તું.

(રમણભાઇ)

એકવાર એક ઉપદેશક સાથે વાતચીત કરતાં એક મનુષ્યે જણાવ્યું કે "મહારાજ, હું જાતે ગમે તેવો હોઇશ, પણ કદિયે ધર્મમાં ચુક્યો નથી." આ સાંભળીને પેલા મહારાજ. જે આ ભાઇના અનિયમિત, અને કાંઇક અંશે પાપી જીવન વિષે થોડું ઘણું જાણતા હતા, તે તો વિચારમાંજ પડી ગયા. પરંતુ તે મનુષ્યે પાછું કહેવા માંડ્યું: "હા, વેપારનું કામ તે કદાચ સાચું બોલાયું હશે નહિ, કદાચ એકને બદલે બીજો માલ પણ જાણી જોઇને આપ્યો હશે, કદાચ ઇન્કમટેક્સ માટે ચોપડામાં પણ ગડબડ કરવી પડી હશે, વળી બીડીથી માંડીને દારૂ સુધી નાનાં મોટાં વ્યસનો પણ, દોસ્તદાર ભાઇ-

બંધ સાથે કર્યાં હશે; કે કોઇવાર રામજણીના હાથની પાનબીડી પણ ચાખી હશે, છતાંયે હું કદિ ધર્મમાં ચુક્યો નથી." આ ઉપરથી તે ઉપદેશકે પ્રશ્ન કર્યો કે: "ભાઈ એક તરફથી તમે તમારા પાપની કબૂલત કરો છો, અને બીજી તરફથી કહો છો કે, હું ધર્મમાં ચુક્યો નથી, તે વાતમાં મને સમજણ પડતી નથી. આ તમારો ધર્મ તે કયો છે?"

આ સાંભળી તે મનુષ્યે કહ્યું: "કેમ મહારાજ, આપને તેમાં સમજ ન પડી? અમે સંસારી રહ્યા, તે સંસારનાં અમારાં કામ તો અમારે દુનીઆદારીની રીતે કરવાંજ પડે, એ તો છેક ભલા માણસ હોય તેજ ના કરે પણ તે સાથે હું હંમેશાં સંધ્યાપૂજા કરૂં છું. અબોટીયા વિના કોઇ દિવસ જમવા બેઠો નથી. અગિયારસ ધ્યાન રાખીને કરૂં છું. શ્રાવણ માસના સોમવાર કરૂં છું. વાર તહેવારે મંદિરે દર્શન કરવા જાઉં છું. દરરોજ ન્હાઇને ભસ્મનો ચાંલ્લો કરૂં છું અને સ્પર્શાસ્પર્શ બરોબર પાળું છું. કહો મહારાજ હું ધર્મ સાચવું છું કે નહિ?"

વાંચનાર! ઉપરની હકીકત સાંભળી કદાચ તમને હસવું આવ્યું હશે પરંતુ તમારી આસપાસ નજર કરશો તો તમને જણાઇ આવશે કે, થોડે ઘણે અંશે બધેજ ઉપર પ્રમાણે હકીકત હશે. આપણે ધર્મને આપણા નિત્યજીવનમાંથી જુદોજ રાખીએ છીએ. માણસ આસ્તિક છે કે નાસ્તિક, તે વિષેનો મત બાંધતી વખતે, તેના નિત્યજીવનની–સંસાર વ્યવહારમાં તે કેવું વર્તન રાખે છે, તેની તપાસ કરવામાં આવતી નથી, પરંતુ ધર્મક્રિયાઓ, ટીલાં ટપકાં, કે ધાર્મિક ગણાતાં દાન કેટલાં આપ્યાં છે તે ઉપરથીજ મત બાંધવામાં આવે છે. પરંતુ વાસ્તવિક રીતે, જે માણસે દુનિયામાં વ્યવહાર નિમિત્તે, મહા ઘોર પાપ કર્યાં હોય, તેવો માણસ પણ આ બધાં આસ્તિક અને ધાર્મિક ગણાવાનાં કાર્ય સાથે સાથે કરી શકે છે,

અને તેટલા માટે તે કાંઇ ખરૂં જોતાં ધાર્મિક ગણી શકાય નહિ.

ખરી વાત એ છે કે, ધર્મનો અન્ય પુરૂષાર્થ સાથે, દુનિયાના બીજા વ્યવહારો સાથે, શો સંબંધ છે, તે આપણે સમજવાનો પ્રયત્ન કરતા નથી. આપણા શાસ્ત્રકારો કહી ગયા છે કે સંસારમાં **ધર્મ, અર્થ, અને કામ,** એ ત્રણ પુરૂષાર્થ છે. આ ત્રણને જુદા પાડવા દેવા જોઇએ નહિ. જુદા પડે તો અનર્થ–પાપ–થાય. આ ત્રણેની યોગ્ય ગુંથણી કરવી, વ્યવહારમાં પરમાર્થને યોજવો, એનું નામજ ધાર્મિક જીવન.

**ધર્મ** એ મુખ્ય અથવા પરમ પુરૂષાર્થ છે. ધર્મના અર્થમાં, સાધારણ ધર્મ અને નીતિ તથા નીતિનું અધિષ્ઠાન, મર્મ અને ઇશ્વિરનિષ્ઠા, એ સઘળાંનો સમાવેશ થાય છે. **અર્થ** એટલે પૈસો રળવો, સંગ્રહવો વગેરે. **કામ** એટલે સુખ ભોગવવું. આ ત્રણેની જીવનમાં જરૂર છે. પરંતુ એ ત્રણેને જુદા રાખવાના નથી. જાણે જુદા જુદા અનાજની કોઠીઓ હોય તેમ નહિ, પરંતુ દૂધની અંદર સાકર કેસર નાંખ્યાં હોય તેમ, ત્રણેને ઓતપ્રોત રાખવા જોઇયે. આ વિષયમાં **પ્રો. આનંદશંકર** એક લેખમાં જણાવે છે કે: "અર્થના તિરસ્કારથી ધર્મ કેવું સ્વરૂપ લે છે, એનું પ્રત્યક્ષ દૃષ્ટાંત આપણા આળસુ બાવાઓનાં ઝુંડ છે. અને કામના ત્યાગથી વૈરાગ્યનો ભૂખર વા જીવનની વાડીને વેરાન કરી નાંખશે, તો પછી ધર્મરૂપી મીઠાં ફળ આપણે કયાં જોઇશું ?......અર્થ અને કામ વિના નીતિ પણ અશક્ય છે. બિચારા દરિદ્ર માણસની નીતિ કેટલે પહોંચવાની?"

ધર્મ અને કામ વિનાના એકલા અર્થથી પણ નુકસાન છે. કમાઇની બાબતમાં ધર્મ અને નીતિનો વિચાર નથી કરવામાં આવતો તો અતિશય જુલમ અને ઘોર પાપ પ્રવર્તવાનો સંભવ ઉભો થાય છે. મોટા મોટા મિલ માલિકો, અથવા ચાંદી, રૂ, કે અફીણના વ્હેપારને એક હાથ કરી, ભાવો ચઢાવી દઈ, નાના વેપારીઓ તથા

ગરીબ વર્ગને કચરી નાંખનારા, કેવા કહેવાય તે ખરેખર વિચારવા જેવું છે. ધન મેળવવામાં ધર્મની સહાનુભૂતિ રાખવાની જરૂર છે, તેવીજ રીતે ધન મેળવ્યા પછી તે ભોગવવાનો વિચાર કરવાની જરૂર છે. અર્થ અને કામ એ જોડાયલા ન હોય તો કંજૂસપણું ઉત્પન્ન થાય. સુખની ઈચ્છા વિનાના સોનાના ઢગલા પણ એના માલિકને ભારરૂપ છે. વળી સુખની ઈચ્છા ના હોય તો વૈરાગ્યવૃત્તિ વ્યાપે, અને ધન મેળવવાની ઇચ્છાજ ન થાય અને એવી ઇચ્છા ન થાય તો ઉદ્યમ વધે નહિ. સુખની ઇચ્છા વિના જનસમાજ ધનિક થતોજ નથી,

પરંતુ આ સુખ મેળવવાની ઈચ્છા, ધર્મ કે અર્થથી જુદી પાડવાની નથી. એટલે જે સુખભોગ ભોગવીએ તે કોઈને પીડારૂપ હોવાં જોઇયે નહિ. તેમાં પાપના અંશ રહેવા જોઇયે નહિ, તથા આપણા શરીર અને આત્માને નુકસાન કરે તેવાં તે થવાં દેવાં જોઇયે નહિ. મન અને શરીરને સાત્વિક આનંદ મળે તેવાજ સુખનો આપણે આશ્રય લેવો જોઇયે. તે સિવાયનાં સુખ તે કોઇપણ મનુષ્ય, તેમજ પ્રજાને પણ પીડારૂપ થવાનાંજ. એશઆરામી અને કેવળ સુખભોગી મનુષ્યોના નાશ થતા ઘણાયે જોયા પણ હશે. મોગલ અને મરાઠાના શરૂઆતના સમય તથા પાછલા ભાગ સરખાવો. જ્યાં સુધી તેમનામાં તેમના મોજશોખોમાં પણ-ધર્મનું તેજ તપતું હતું તે સમય જુવો, અને પછી છાવણીમાં, અને ચાલતે યુદ્ધે પણ, ગાન, તાન અને ગણિકામાં મોજ માણનારા એમના વંશજોનો કાળ તપાસો, એટલે ખાત્રી થશે કે ધર્મ સિવાયના સુખભોગથી દેશની કેવી સ્થિતિ થઈ જાય છે.

ધર્મ વિનાનાં સુખભોગ, આ રીતે હાનિકારક છે તેમજ ધન વિનાનાં પણ હોય તેમાં નવાઇ નથી. પણ ધન વિના સુખભોગ લાંબો વખત રહી શકતાં નથી. નિર્ધન માણસ તે ક્યાં સુધી મોજ-

મઝા ભોગવવાનો હતો? દેવું કરે તોપણ કયાં સુધી કામ નભે? વારંવાર ધીરે પણ કોણ? આપણો દેશ નિર્ધન છે. છતાંયે આપણા લોક એશઆરામી નહિ હોવાથી, નિર્ધનતા પણ ઘણે ભાગે સહ્ય થઇ ગઈ છે. તો પણ આ પ્રસંગે એક વાત ધ્યાનમાં રાખવાની છે. જો કે આપણો દેશ ઘણોજ ગરીબ છે, અને અને આપણા લોકની સામાન્ય જરૂરીઆતો ઘણીજ ઓછી છે, તોપણ જુના સુખના વખતના કેટલાએક ખર્ચાળ રિવાજો, જડ ઘાલીને પેસી ગયા છે, તેમનો આપણે ત્યાગ કરવો જોઇયે. વિવિધ જ્ઞાતિઓમાં વરા વાજન મરણ–પરણ–પ્રસંગે ઘણુંજ ખર્ચ, ફક્ત રિવાજની ખાતરજ કરવામાં આવે છે. આ ધન કુટુંબ, જ્ઞાતિ, કે દેશના હિતની ખાતરજ વાપરવું જોઇએ. તેને બદલે નકામું વેડફાઇ જાય છે. ઉત્સવના પ્રસંગો લુખા કરી નાંખવાનું અમારૂં કહેવું નથી, પરંતુ જે ઉત્સવ આખા જન્મારાની કમાઈ એક દિવસમાં હરી જાય, તે ઉત્સવજ નથી. ગરીબ લોકો આ પ્રકારે ફરજીઆત ગજા ઉપરાંત ખર્ચ કરે તો પછી દ્રવ્ય પેદા કરવામાં ધર્મ કે નીતિ, તેઓ સાચવી શકે નહિજ.

ધર્મ, અર્થ, અને કામની ગુંથણી મનુષ્યજીવનમાં કેવી હોવી જોઇએ તે આપણે વિચાર્યું, પરંતુ આ વિષયમાં ફક્ત શુષ્ક વિચારોજ કરીને બેસી રહેવાનું નથી. પરંતુ દરેકે દરેક સ્ત્રી પુરૂષે, પોતાનાં સઘળાં આચરણોમાં ધર્મ નીતિનો વિચાર કરવો જોઇએ, અને અત્રે વિચારેલા સિદ્ધાંતો, પોતાના કર્મમાં ઉતારવા જોઇએ. ડાહ્યા કહેવાતા દુનિયાદારીના અનુભવવાળા ગણાંતા ઘણાંયે મનુષ્યો, વારંવાર કહેશે કે એવું દોઢ ડહાપણ જગતમાં ચાલે નહિ. આ બધા વિચારો તો પોથીમાંનાં રિંગણાં જેવા કહેવાય. એ તો બધા નિવૃત્તિ લેવી હોય તેમનેજ પાલવે. આવું આવું ઘણુંએ તેઓ કહેશે. પરંતુ આવાં મનુષ્યોએજ દુનિયામાં પ્રપંચ વધાર્યો છે. તેમનું કહેવું

સાંભળશો નહિ. જે સત્ય છે, સદ્‌ગુણ છે, તે દરેક કાર્યમાં, દરેક સમયે અને ગમે તેની બાબતમાં, એકના એક છે, અને સર્વ અવસ્થામાં તેનો સરખી રીતે વિચાર કરવો ઘટે છે.

નાની બાબતોમાં પણ સત્યમાર્ગને મુકવો નહિ. મંદિરમાં બેસી માળાઓનો જાપ કરનાર, કુશકી કોરમું આપતી વખતે ગરીબ ભરવાડણને છેતરવા પ્રયત્ન કરે છે. ગામડીઆ પાસે શાક લેતી વખતે, ન્યાયખાતાના અમલદારોના ઘરમાંથીજ ખોટાં કાટલાં આપવામાં આવે છે. જગતમાં દયાળુ ગણાતી, વૃદ્ધ ધર્માત્મા સાસુ, પોતાની વહુને પીડવામાં, પજવવામાં, કે સતાવવામાં બાકી રાખતી નથી. સરળ, અને નિર્દોષ દેખાતી, ઘણીએ વહુઓ, સાસુના ઘરમાં સટાકડા વેડા કરે છે, અને ચાડી ચુગલીઓ તથા ખોટી નિંદામાં પણ ભાગ લે છે. ટીલાં ટપકાં કરીને ફરનારા, વેદાંતના ભાષણો આપનારા, કાંઇક રાંડી રાંડની થાપણો ઓળવે છે. કેટલાએ ગૃહસ્થ થઈને ફરનારા વગર ટીકીટે મુસાફરી કરવામાં મોટાઇ સમજે છે.

આ સર્વનું વર્તન અતિ દોષપાત્ર ગણી શકાય. આપણે આપણા વર્તનમાં આ પ્રકારના દોષ આવી જાય નહિ, તે ખાસ તપાસવું જોઇયે. ઘરની અંદરની દરેક બાબતમાં સત્ય સાચવીને વર્તવું. કદાચ આપણો દોષ હોય તો પણ હિંમત રાખીને સાચુંજ કહિ દેવું. કોઇનોએ ખોટો ડર રાખવો નહિ. નોકરચાકરો સાથે પણ દયાથી કામ લેવું, અને કોઇના ઉપર જુલમ કરવો નહિ.

નાતજાતની અંદર પણ કેટલીએક વખત ખોટા રિવાજો પેઠેલા હોય છે. તેને ધિક્કારવા છતાં પણ પોતાને ઘેરથી કાઢવાનો પ્રયત્ન કોઇકજ કરે છે. વરવિક્રય કે કન્યાવિક્રય જેવા હાનિકારક રિવાજો હોય, તો તે કાઢવા જોઇયે. એવા રિવાજોમાં મદદરૂપ થવું તે ધાર્મિક જીવનને બંધબેસ્તું કહેવાય નહિ. વળી કોઇવાર કોઇક બીજાને ઘેરથી રોવા કુટવા જેવા દુષ્ટ રિવાજ બંધ કરવામાં આવે છે, ત્યારે ઘણા

લોકો તેની નિંદા કરવા મંડી જાય છે. અલબત્ત કોઇ ખોટું કામ કરતું હોય તો, તે વખોડી કાઢવું, પરંતુ ખરાબ રિવાજ કાઢવાની કોઇ હિંમત કરે તેને કોઇ અંગત કારણોસર કે ફક્ત રિવાજ ખાતરજ વગોવવું, તે તો પાપજ ગણાય.

ધંધાનો પસંદગી કરવી હોય તો તેમાં પણ જેમાં પાપના પ્રસંગો ઓછા આવે તેવા ધંધાને વધુ પસંદગી આપવી જોઇએ. અલબત્ત જ્યાં જ્યાં પાપના પ્રસંગો આવે, ત્યાં ત્યાં તો હિંમત અને નિશ્ચયથી તેના સામું થવુંજ જોઇએ.

અંતમાં દરેક જણે પોતાના ધર્મનો, પોતાની ફરજનો, તેમજ નીતિનો સતત વિચાર કરી તેમને અનુસરતું પોતાનું સઘળું વર્તન રાખવું જોઇએ. તેમજ પોતાના સર્વદેશીય ચારિત્ર્યની સર્વદા સંભાળ રાખવી જોઇએ.



## ભગિની સમાજના સભાસદના વર્ગ.

જેઓ સમાજના કાર્યમાં નિયમિત ભાગ લેતાં કારોબારીમંડળને જણાશે તેઓ કાર્યવાહક–સભાસદ ગણાશે.

જેઓ વાર્ષિક લવાજમ રૂ. ૩૦૦) અથવા વધારે આપશે તેઓ ક વર્ગનાં સલાહકાર–સભાસદ ગણાશે.

જેઓ વાર્ષિક લવાજમ રૂ. ૨૦૦)થી ૨૯૯) સુધી આપશે તેઓ ખ વર્ગનાં સલાહકાર–સભાસદ ગણાશે.

કારોબારીમંડળને જરૂરી લાગે તેવા પ્રસંગોમાં સલાહકાર સભાસદોની સલાહ માગવામાં આવશે.

જેઓ વાર્ષિક લવાજમ રૂ. ૧૦૦) થી ૧૯૯ સુધી આપશે તેઓ ક વર્ગનાં સહાયક–સભાસદ ગણાશે.

જેઓ વાર્ષિક લવાજમ રૂ. ૫૦) થી ૯૯) સુધી આપશે તેઓ ખ વર્ગનાં સહાયક–સભાસદ ગણાશે.

જેઓ વાર્ષિક લવાજમ રૂ. ૨૫) થી ૪૯) સુધી આપશે તેઓ શુભેચ્છક–સભાસદ ગણાશે. દરેક સભાસદના વર્ગનો નિર્ણય કારોબારી મંડળ કરશે.

જે કોઇ બ્હેન વાર્ષિક લવાજમ રૂ. ૨૪) અગર તેની અંદરની કંઇપણ રકમ ભરશે તે શુભેચ્છક–બ્હેન ગણાશે.

આ વર્ગ હરકોઇ સામાન્ય સ્થિતિની બ્હેનોની અનુકૂળતા માટે યોજવામાં આવ્યો છે.

દરેક સભાસદને તેમજ શુભેચ્છકને સમાજ તરફથી પ્રસિદ્ધ થતું તમામ સાહિત્ય પુરૂં પાડવામાં આવશે.

દરેક સભાસદ તેમજ શુભેચ્છકને મત આપવાનો હક્ક સમાન રહેશે.

☞ સભાસદ થવા માટે લખોઃ—

**ભગિની સમાજ કાર્યાલય,**

ઠે. હિંદ સેવકસમાજ મંદિર, સેન્ડહર્સ્ટ રોડ–મુંબઇ.